શિષ્ટ, સુંદર અને સસ્તાં પુસ્તકો પ્રગટ કરતી



| | | | | |
|---|---|---|---|---|
| સુંપૂઠું દેશમાં | રૂપિયા ત્રણ | | કાચું પૂઠું પરદેશમાં | શિલિંગ છ |
| પાકું પૂઠું ,, | રૂપિયા ચાર | | પાકું પૂઠું ,, | શિલિંગ આઠ |

ગ્રાહક થવા માટે લખો:—

અંજલિ ગ્રંથમાળા • ડેન્સો હૉલ • કરાચી.

## બીજા વર્ષનું પહેલું પુસ્તક

# સં જી વ ની

( એક રાષ્ટ્રિય નવલકથા )

આ પુસ્તકની સાચી લોકપ્રિયતાનો ખ્યાલ તો છ મહિનામા જ એની પહેલી આવૃત્તિ ખલાસ થવા આવી છે અને પ્રતિદિન ગ્રંથમાળાની ગ્રાહક સખ્યા વધતી જાય છે તે ઉપરથી આવી શકશે, પણ જેમણે પુસ્તક જોયું નથી તેમને નીચેના અભિપ્રાયો ઉપરથી કઇંક ખ્યાલ આવી શકશે ધ્યેયલક્ષી સાહિત્યનો પ્રચાર ઇચ્છનારાઓ આ વાચીને જરૂર આનદ પામશે અને બીજાને વધાવ્યા વિના રહી શકશે જ નહિ

## :: અભિપ્રાયો ::

**પ્રવેશક**

' લેખકે મને કહ્યુ અને પુસ્તક વાચતા મને જણાયુ કે લેખકનો ઉદ્દેશ સાહિત્યની ખાતર સાહિત્ય સર્જન કરવાનો નહિ પણ સવિનયભગની લડત મોકુફ રહ્યા પછી આપણા સૈનિકોએ જે મનોવેદનાઓ ને હૃદયમથનો અનુભવ્યા તેનુ વર્ણન કરવાનો જ છે આ પુસ્તકમા જે સૈનિકોના ચિત્રો છે તે પૈકીના જ લેખક પોતે પણ છે એટલે સૈનિકોની આશાઓ, આકાક્ષાઓ સકલ્પો, મુશ્કેલીઓ ધર્મસકટો વગેરેનું જે વર્ણન તેમણે કર્યુ છે તે સપૂર્ણરીતે સ્વાનુભવનુ છે પુસ્તકની ભાષા જોરદાર અને ભાવપૂર્ણ છે તથા શૈલી સીધી અને સરળ છે સેવાના વિવિધ ક્ષેત્રોમા પરોવાયેલા આપણા યુવક યુવતીઓને આ પુસ્તક બહુ પ્રેરણાદાયી અને નવીન ઉત્સાહ આપનારુ થઈ પડશે તેમા સદેહ નથી

લડત ચાલુ જ છે એ ન ભૂલાવુ જોઇએ એ ધ્વનિ આખા પુસ્તકમા ગુજી રહ્યો છે વિરોધો અને મુશ્કેલીઓનો, તેમ જ મરણિયા સેવા-વીરોની પોતાના સાથીઓ તથા કુટુબીજનો પર પડતી અસરોના સાચા ચિત્રો આ પુસ્તકમા લેખકે સરળ અને આકર્ષક રીતે આલેખ્યા છે '

**કિશોર**

મુ નરહરિભાઇએ લખેલા પ્રવેશકમાથી ઉપરનો ફકરો છાપીને આ માસિક લખે છે "દરેક કુમારો અને યુવાનો આ પુસ્તક જરૂર વાચે "

**જન્મભૂમિ**

" નૈસર્ગિક પ્રવાહમા વહેતી એ સપૂર્ણ વાર્તા છે વિચારસામગ્રીમા, પાત્રનિરૂપણમા નરી નૈસર્ગિકતા છે લેખકને જટીલ અથવા આકારી કશું જ કહેવાનુ નથી અમુક પરિસ્થિતિ વચ્ચે દેશસગ્રામમાથી ફારગ થએલા યુવાનોની આતરિક ઉર્મિધારાઓના જેટલા વહેનો હોઇ શકે તેટલા તેમણે કર્યા કરીએ તેવી સોદામણી વેગીલી શૈલીમા આલેખી બતાવ્યા છે

કેટલુ મધુર વાતાવરણ આખી વાર્તામા ફોરી રહ્યુ છે ! જરીક ડફાસ નથી એક બાળક બીજા બાળકોની વાતો જે લાલિત્યભરી સહજતાથી કરે તે જ સહજતાથી સોપાને સ્વાનુભાવોને નિર્વ્યાજ બાળભાવની વાણીમા ઉતાર્યા છે

ને એક પણ પાત્ર એમા દુષ્ટ villain of the peace—નથી કાન્તાનો પિતા અમુક માનસિક પરીવર્તન સેવે છે ને અનતનો પિતા, ' એ બધુ ભાઇ, અમારે માટે તો આવતે ભવ ! ' કહી છુટા પડે છે બન્નેમા નિર્મલ તથ્ય છે, અનતનો મરતી બા જોડેનો મેળાપ અતિ તીવ્ર છે એની બહેનો જોડેના વાર્તાલાપમા શી સરલ વેધકતા છે ! જરીકવાર ડોકાઇ જતી ભાભીનુંય સપૂર્ણ ચિત્ર છે, કાન્તાના રીઢા બનેલા સસારી પિતાનું પણ પુત્રીપ્રેમી હૃદય બરાબર આલેખાયુ છે આખી કથાને જીવન્ત રાખતી નાની મોટી સામગ્રી અને વાતાવરણ તમામમા નિર્વ્યાજતા રેલાય છે, માનવતા પથરાય છે **મુગ્ધ બનેલા યુવાન માનસને માટે આ કથા મજીવની બનશે**

એમા જ્વલંત પ્રચારશક્તિ છે છતા પ્રચારવેગની કલાહીનતા નથી, પાવનકારી માનવતા છે એમા એ એક નિર્દંભશૈલીએ આલેખાએલી કથા છે '

**ગુજરાત :**

આ જ લેખકના આગલા પુસ્તક "અતરની વાતો"ની સમાલોચના 'ગુજરાત'ના જાન્યુઆરી અકમા પ્રસિદ્ધ થઇ ગઈ છે એમા જ અમે લખેલુ કે "આ કૃતિના લેખક માત્ર શુષ્ક જીવનકથાકાર નથી, જડ ઇતિહાસકાર નથી પણ ઉચ્ચ આશા આપતા સાહિત્યકાર છે ' આ એમના બીજા પુસ્તકથી અમારા એ કથનને પુષ્ટિ મળે છે નવલકથા કોને કહેવી એ મિથ્યા ચર્ચામા ઉતર્યા પછી પૂરી કર્યા સિવાય ભૂલી

શકાય તેવી કથા નથી. આપણે ત્યાંનું અહિંસક યુદ્ધ અનેક રીતે જગતના ઈતિહાસમાં અપૂર્વ રહેશે એ વિષેના સર્વ પ્રકારના સાહિત્યના ગ્રંથો આવકારદાયક હોય જ. તેમાં વળી આ તો નવલકથાના પ્રકારમાં છે એટલે વાચકો ઘણા આનંદથી વાંચશે એવી ખાતરી રહે છે.

**ગુણસુંદરી :**

"...એમાં જે વસ્તુ અને વિચારમંથનો રજુ કરવામાં આવ્યાં છે તે તદ્દન વાસ્તવિક છે. અને વસ્તુના વિકાસના ચોક્કસ અંગો લેખકની કલ્પનાના પરિપાકરૂપ હોવા છતાં તે આપણી નજર સમક્ષ બની રહેલાં દેખાય છે...વસ્તુને લેખકે ઘણી જ કુશળતાથી વિકસાવ્યું છે અને યુવાનોના વિચારમંથનો એમાં સચોટ રીતે રજુ કર્યા છે. કાન્તાનું પાત્ર આલેખવામાં તો લેખકે કમાલ કરી છે અને એ પાત્રને છેવટ સુધી દૃઢ અને સંયમવાળું, ઉચ્ચ આદર્શોને વળગી રહેનારું ચિતરીને લેખકે નારીજીવનનો એક આદર્શ રજુ કર્યો છે આખીય નવલકથા આજના વાતાવરણનો તાદૃશ ચિતાર રજુ કરનારી હોઇ, રસિક છે અને એનો પ્રવાહ પણ અસ્ખલિત રીતે વહ્યા કરે છે."

**પુસ્તકાલય :**

"સ્વરાજ્યની લડત પછી અત્રે શું ચાલી રહ્યું છે તેમ જ ચુસ્તમાં ચુસ્ત સત્યાગ્રહીનો પણ કેવી સ્થિતિ થાય છે અને મનોદશા સંજોગવશાત્ કેવી બદલાય છે તે અનંત અને કાન્તા વગેરેનાં પાત્રોથી બહુ સારી રીતે સમજાય છે. કાન્તાનું પાત્ર બહુ ચેતનવન્તું અને પ્રેરણાત્મક છે. એના સત્યાગ્રહ આગળ પિતાની દૃઢતા નિર્માલ્ય થઇ જાય છે અને અપત્યપ્રેમ તેમ જ આત્મ-હની સત્યતા વેપારી દૃષ્ટિના પિતાને પોતાની ભૂલ દર્શાવી સ્વદેશસેવામાં અગ્રસ્થાને લાવે છે. સત્યાગ્રહમાં કેટલાંયે યુવક યુવતીઓ લગ્નનો લ્હાવો લેવા લલચાયાં છે અને પોતાનું ધ્યેય ભૂલી ગયાં છે. એ ધ્યેય ફલીભૂત ન થાય ત્યાં સુધી સ્વાર્થત્યાગ કેવો હોવો જોઇએ. એ કાન્તા, અનંત તથા રિનુભાઇનાં પાત્રો ઉપરથી સમજી શકાય છે. ધ્યેય ચુકનારી વ્યક્તિઓને પોતાના કર્તવ્યનું ભાન કેવી રીતે કરાવવું એ પણ અનંત અને કાન્તા દ્વારા લેખકે કહી બતાવ્યું છે.

સમાજ, ધર્મ અને રાષ્ટ્રની નવીન રચના જે અત્રે ચાલી રહી છે તેમાં આ પુસ્તક બહુ ઉપયોગી થઇ પડશે. અંજલિ ગ્રંથમાળાના આ સાહસ માટે અમે એને અભિનંદન આપીએ છીએ."

**લોકવાણી:**

"એક ગ્રામસેવકની કથની સંજીવનીમાં રજૂ થાય છે. સંજીવનીના લેખક સેવાને સેવા કાર્ય કેટલું ગહન છે, સેવકસેવિકાઓને કેટલી મુશ્કીલનો નડે છે, એમને કેટલી નિરાશા સાંપડે છે, કૌટુંબિક પ્રશ્નો એમને કેવા મુંઝવી નાખે છે, દેશસેવા પહેલી કે કુટુંબસેવા પહેલી, દેશ ખાતર ફના થવું કે કરજમાં ડૂબેલા કુટુંબને ઉગારવું. નાનાં મોટાં ભાઇબ્હેનોને ભણાવવાં, પરણાવવાં, માતા-પિતાની સેવા કરવી, ધંધો ધાપો કે નોકરી કરવી, એવા અનેક મહાપ્રશ્નો દેશસેવાની તમન્ના રાખનારને પણ ભૂતની માફક વળગે છે તેનો અચ્છો ચિતાર સંજીવનીદ્વારા આલેખવાનો સુપ્રયત્ન કરે છે.

લેખકે નવીજ વસ્તુ વાંચક સમક્ષ રજુ કરવાનો ઇરાદો રાખ્યો છે. પેમલા પેમલીઓની વાતોથી વાંચકના મનને કલુષિત કરવા કરતાં આવી આદર્શો પોષતી નવલિકાઓ હાલના સમાજને વધારે ઉપયોગી થઇ પડે એમ સુવાચકને લાગ્યા વગર નહિ રહે.

સંજીવની દેશસેવાની ધગશ રાખનાર એક આત્માની મંથનકથા છે તે જેણે એવા મંથનો અનુભવ્યા છે તે સૌને પોતાની મંથનકથા હોય એમ લાગે છે.

**બે ઘડી મોજ :**

'સાહિત્યના સૂર'માં લખતા શ્રી. મેઘાણી લખે છે:

'સંજીવની' નામની એક તાજેતરમાં પ્રગટ થયેલ નવલના લેખકને જૂના—નવાની હાસ્યજનકતા નથી વ્હોરવી પડી. એ નવીન લેખક છે: નવદૃષ્ટિવાળા લેખક છે. એમનો વાર્તાપ્રદેશ અત્યારના સમય પૂરતો, ગ્રામ-સેવા કરી રહેલ સત્યાગ્રહ સંગ્રામના સૈનિકોની મનોવ્યથાઓ દોરવા પૂરતો જ પરિમિત છતાં, એમણે કેટલુંક સુંદર પૃથક્કરણ નીપજાવ્યું છે. કેમકે એને 'આ નવીન—આ જૂનું' વાળું ભૂત વળગ્યું નથી જણાતું. એની દૃષ્ટિ ચિરકાલમાં રમે છે.

**મોડર્ન રીવ્યુ :**

"સવિનય ભંગની લડત મોકુફ રહ્યા પછી, એ લડતમાં ભાગ લેનારની સામે કુટુંબજીવન અને ગૃહ-જીવનના પ્રશ્નો ઉભા થયા. જેલમાંથી છુટીને આવેલા યુવાનોએ ભારતવર્ષની સેવામાં જ જીવન વિતાવવા અર્થે જે જીવનમાર્ગ નક્કી કર્યો તેમાં માતાપિતા પત્ની અને મિત્રો પ્રત્યેની ફરજ મુંઝવણરૂપ થઇ પડી. શું તેણે કુટુંબના ઋણની અવગણના કરીને તેના પિતાને ફરજ ભરવામાં મદદ ન કરવી ? અથવા તો તેણે એ વિષે નિશ્ચિંત બનીને કુટુંબને તેમના નસીબ ઉપર છોડી મૂકવું ? આ અને બીજા આવા કોયડાઓ વાર્તારૂપે ચર્ચવામાં આવ્યા છે. શ્રી નરહરિ પરીખની પ્રસ્તાવનામાં આખી વાર્તાનો ખ્યાલ આવી જાય છે. સારી અને સરળ ભાષાને લીધે પુસ્તક વધારે આકર્ષક બન્યું છે.

## બીજા વર્ષનું પહેલું પુસ્તક

# સં જી વ ની

( એક રાષ્ટ્રિય નવલકથા )

આ પુસ્તકની સાચી લોકપ્રિયતાનો ખ્યાલ તો છ મહિનામાં જ એની પહેલી આવૃત્તિ ખલાસ થવા આવી છે અને પ્રતિદિન ગ્રંથમાળાની ગ્રાહક સંખ્યા વધતી જાય છે તે ઉપરથી આવી શકશે; પણ જેમણે પુસ્તક જોયું નથી તેમને નીચેના અભિપ્રાયો ઉપરથી કંઇક ખ્યાલ આવી શકશે. ધ્યેયલક્ષી સાહિત્યનો પ્રચાર ઇચ્છનારાઓ આ વાંચીને જરૂર આનંદ પામશે અને બીજાને વંચાવ્યા વિના રહી શકશે જ નહિ.

## :: અભિપ્રાયો ::

**પ્રવેશક :**

"લેખકે મને કહ્યુ અને પુસ્તક વાચતા મને જણાયુ કે લેખકનો ઉદ્દેશ સાહિત્યની ખાતર સાહિત્ય સર્જન કરવાનો નહિ પણ સવિનયભગની લડત મોકુફ રહ્યા પછી આપણા સૈનિકોએ જે મનોવેદનાઓ ને હૃદયમથનો અનુભવ્યા તેનુ વર્ણન કરવાનો જ છે આ પુસ્તકમા જે સૈનિકોના ચિત્રો છે તે પૈકીના જ લેખક પોતે પણ છે એટલે સૈનિકોની આશાઓ, આકાક્ષાઓ, સકલ્પો, મુશ્કેલીઓ, ધર્મસકટો વગેરેનું જે વર્ણન તેમણે કર્યું છે તે સપૂર્ણરીતે સ્વાનુભવનુ છે. પુસ્તકની ભાષા જોરદાર અને ભાવપૂર્ણ છે તથા શૈલી સીધી અને સરળ છે. સેવાના વિવિધ ક્ષેત્રોમા પરોવાયેલા આપણા યુવક યુવતીઓને આ પુસ્તક બહુ પ્રેરણાદાયી અને નવીન ઉત્સાહ આપનારુ થઈ પડશે તેમા સદેહ નથી.

. લડત ચાલુ જ છે એ ન ભૂલાવુ જોઇએ એ ધ્વનિ આખા પુસ્તકમા ગુજી રહ્યો છે વિરોધો અને મુશ્કેલીઓનો, તેમ જ મરણિયા સેવા–વીરોની પોતાના સાથીઓ તથા કુટુબીજનો પર પડતી અસરોના સાચા ચિત્રો આ પુસ્તકમા લેખકે સરળ અને આકર્ષક રીતે આલેખ્યા છે."

**કિશોર :**

મુ. નરહરિભાઇએ લખેલા પ્રવેશકમાથી ઉપરનો ફકરો છાપીને આ માસિક લખે છે "દરેક કુમારો અને યુવાનો આ પુસ્તક જરૂર વાચે."

**જન્મભૂમિ :**

". નૈસર્ગિક પ્રવાહમા વહેતી એ સપૂર્ણ વાર્તા છે. વિચારસામગ્રીમા, પાત્રનિરૂપણમા નરી નૈસર્ગિકતા છે. લેખકને જટીલ અથવા આડારી કશુ જ કહેવાનું નથી. અમુક પરિસ્થિતિ વચ્ચે દેશસગ્રામમાથી ફારગ થએલા યુવાનોની આતરિક ઊર્મિધારાઓના જેટલા વહેનો હોઇ શકે તેટલા તેમણે ઇર્ષ્યા કરીએ તેવી સોહામણી વેગીલી શૈલીમા આલેખી બતાવ્યા છે.

કેટલુ મધુર વાતાવરણ આખી વાર્તામા ફોરી રહ્યુ છે! જરીક ડફારો નથી. એક બાલક બીજા બાલકોની વાતો જે લાલિત્યભરી સહજતાથી કરે તે જ સહજતાથી સોપાને સ્વાનુભાવોને નિર્વ્યાજ બાલભાવની વાણીમા ઉતાર્યા છે

ને એક પણ પાત્ર એમા દુષ્ટ–villain of the peace–નથી. કાન્તાનો પિતા અમુક માનસિક પરીવર્તન સેવે છે. ને અનતનો પિતા, 'એ બધું ભાઇ, અમારે માટે તો આવતે ભવ!' કહી છુટો પડે છે. બન્નેમા નિર્મલ તથ્ય છે, અનતનો મરતી બા જોડેનો મેળાપ અતિ તીવ્ર છે. એની બહેનો જોડેના વાર્તાલાપમા શી સરલ વેધકતા છે! જરીકવાર ઊડાઇ જતી ભાભીનુય સપૂર્ણ ચિત્ર છે, કાન્તાના રીઢા બનેલા સસારી પિતાનું પણ પુત્રીપ્રેમી હૃદય બરાબર આલેખાયુ છે. આખી કથાને જીવન્ત રાખતી નાની મોટી સામગ્રી અને વાતાવરણ તમામમા નિર્વ્યાજતા રેલાય છે, માનવતા પથરાય છે. **સુઈ બનેલા યુવાન માનસને માટે આ કથા સંજીવની બનશે.**

એમા છલોછલ પ્રચારશક્તિ છે. છતા પ્રચારવેડાની કલાહીનતા નથી, પાવનકારી માનવતા છે એમા. એ એક નિર્દંભશૈલીએ આલેખાએલી કથા છે."

**ગુજરાત :**

આ જ લેખકના આગલા પુસ્તક "અતરની વાતો"ની સમાલોચના 'ગુજરાત'ના જાન્યુઆરી અકમા પ્રસિદ્ધ થઇ ગઈ છે. એમા જ અમે લખેલું કે "આ કૃતિના લેખક માત્ર શુષ્ક જીવનકથાકાર નથી, જડ ઇતિહાસકાર નથી પણ ઉચ્ચ આશા આપતા સાહિત્યકાર છે" આ એમના બીજા પુસ્તકથી અમારા એ કથનને પુષ્ટિ મળે છે નવલકથા કોને કહેવી એ મિથ્યા ચર્ચામા ઊતર્યા પછી પૂરી કર્યા સિવાય મૂકી

શકાય તેવી કથા નથી. આપણે ત્યાંનું અહિંસક યુદ્ધ અનેક રીતે જગતના ઈતિહાસમાં અપૂર્વ રહેશે એ વિષેના સર્વ પ્રકારના સાહિત્યના ગ્રંથો આવકારદાયક હોય જ. તેમાં વળી આ તો નવલકથાના પ્રકારમાં છે એટલે વાચકો ઘણા આનંદથી વાચશે એવી ખાતરી રહે છે

**ગુણસુંદરી :**

"..એમાં જે વસ્તુ અને વિચારમંથનો રજુ કરવામાં આવ્યા છે તે તદ્દન વાસ્તવિક છે. અને વસ્તુના વિકાસના ચોક્કસ અંગો લેખકની કલ્પનાના પરિપાકરૂપ હોવા છતાં તે આપણી નજર સમક્ષ બની રહેલા દેખાય છે ..વસ્તુને લેખકે ઘણી જ કુશળતાથી વિકસાવ્યુ છે અને યુવાનોના વિચારમંથનો એમાં સચોટ રીતે રજુ કર્યાં છે. કાન્તાનુ પાત્ર આલેખવામાં તો લેખકે કમાલ કરી છે અને એ પાત્રને છેવટ સુધી દૃઢ અને સંયમવાળુ, ઉચ્ચ આદર્શોને વળગી રહેનારૂ ચિતરીને લેખકે નારીજીવનનો એક આદર્શ રજુ કર્યો છે આખીય નવલકથા આજના વાતાવરણનો તાદૃશ ચિતાર રજુ કરનારી હોઇ, રસિક છે અને એનો પ્રવાહ પણ અસ્ખલિત રીતે વહ્યા કરે છે."

**પુસ્તકાલય :**

"સ્વરાજ્યની લડત પછી અત્રે શું ચાલી રહ્યુ છે તેમ જ ચુસ્તમાં ચુસ્ત સત્યાગ્રહીનો પણ કેવી સ્થિતિ થાય છે અને મનોદશા સંજોગવશાત્ કેવી બદલાય છે તે અનંત અને કાન્તા વગેરેના પાત્રોથી બહુ સારી રીતે સમજાય છે. કાન્તાનું પાત્ર બહુ ચેતનવન્તુ અને પ્રેરણાત્મક છે. એના સત્યાગ્રહ આગળ પિતાની દૃઢતા નિર્માલ્ય થઇ જાય છે અને અપત્યપ્રેમ તેમ જ આગ્રહની સત્યતા વેપારી દૃષ્ટિના પિતાને પોતાની ભૂલ દર્શાવી સ્વદેશસેવામાં અગ્રસ્થાને લાવે છે. સત્યાગ્રહમાં કેટલાયે યુવક યુવતીઓ લગ્નનો લ્હાવો લેવા લલચાયા છે અને પોતાનું ધ્યેય ભૂલી ગયા છે. એ ધ્યેય ફલીભૂત ન થાય ત્યાં સુધી સ્વાર્થત્યાગ કેવો હોવો જોઇએ એ કાન્તા, અનંત તથા દિનુભાઇના પાત્રો ઉપરથી સમજી શકાય છે. ધ્યેય ચુકનારી વ્યક્તિઓને પોતાના કર્તવ્યનુ ભાન કેવી રીતે કરાવવુ એ પણ અનંત અને કાન્તા દ્વારા લેખકે કહી બતાવ્યુ છે

સમાજ, ધર્મ અને રાષ્ટ્રની નવીન રચના જે અત્રે ચાલી રહી છે તેમાં આ પુસ્તક બહુ ઉપયોગી થઇ પડશે. અંજલિ ગ્રંથમાળાના આ સાહસ માટે અમે એને અભિનંદન આપીએ છીએ."

**લોકવાણી:**

"એક ગ્રામસેવકની કથની સંજીવનીમાં રજૂ થાય છે. સંજીવનીના લેખક સોપાન સેવા કાર્ય કેટલું નંદન છે, સેવકસેવિકાઓને કેટલી મુશ્કેલીઓ નડે છે, એમને કેટલી નિરાશા સાંપડે છે, કૌટુંબિક પ્રશ્નો એમને કેવા મુંઝવી નાખે છે, દેશસેવા પહેલી કે કુટુંબસેવા પહેલી, દેશ ખાતર ફના થવું કે કરજમાં ડુબેલા કુટુંબને ઉગારવું નાના મોટા ભાઇબ્હેનોને ભણાવવા, પરણાવવા, માતાપિતાની સેવા કરવી, ધંધો ધાપો કે નોકરી કરવી, એવા અનેક મહાપ્રશ્નો દેશસેવાની તમન્ના રાખનારને પણ ભૂતની માફક વળગે છે તેનો અચ્છો ચિતાર સંજીવનીદ્વારા આલેખવાનો સુપ્રયત્ન કરે છે.

લેખકે નવીન જ વસ્તુ વાચક સમક્ષ રજુ કરવાનો ઇરાદો રાખ્યો છે. પ્રેમલા પ્રેમલીઓની વાતોથી વાચકના મનને કલુષિત કરવા કરતાં આવી આદર્શો પોષતી નવલિકાઓ હાલના સમાજને વધારે ઉપયોગી થઇ પડે એમ સુવાચકને લાગ્યા વગર નહિ રહે

સંજીવની દેશસેવાનો ધખના રાખનાર એક આત્માની મંથનકથા છે તે જેણે એવા મંથનો અનુભવ્યા છે તે સૌને પોતાની મંથનકથા હોય એમ લાગે છે.

**બે ઘડી મોજ :**

'સાહિત્યના સુર'માં લખતા શ્રી. મેઘાણી લખે છે

'સંજીવની' નામની એક તાજેતરમાં પ્રગટ થયેલ નવલના લેખકને જૂના—નવાની હાસ્યજનકના નથી વ્હોરવી પડી. એ નવીન લેખક છે નવદૃષ્ટિવાળા લેખક છે. એમનો વાર્તાપ્રદેશ અત્યારના સમય પૂરતો, ગ્રામ સેવા કરી રહેલ સત્યાગ્રહ સંગ્રામના સૈનિકોની મનોવ્યથાઓ દોરવા પૂરતો જ પરિમિત છતાં, એમણે કેટલુક સુંદર પૃથક્કરણ નીપજાવ્યુ છે. કમકે એને 'આ નવીન–આ જૂનું' વાળુ ભૂત વળગ્યુ નથી જણાયું. એની દૃષ્ટિ ચિરકાલમાં રમે છે.

**મોડર્ન રીવ્યુ :**

"સવિનય ભંગની લડત મોકુફ રહ્યા પછી, એ લડતમાં ભાગ લેનારની સામે કુટુંબજીવન અને ગૃહજીવનના પ્રશ્નો ઉભા થયા. જેલમાંથી છૂટીને આવેલા જુવાનોએ ભારતવર્ષની સેવામાં જ જીવન વિતાવવા અર્થે જે જીવનમાર્ગ નક્કી કર્યો તેમાં માતાપિતા પત્ની અને મિત્રો પ્રત્યેની ફરજ મુંઝવણરૂપ થઇ પડી. શું તેણે કુટુંબના ઋણની અવગણના કરીને તેના પિતાને કરજ ભરવામાં મદદ ન કરવી? અથવા તો તેણે એ વિષે નિશ્ચિંત બનીને કુટુંબને તેમના નસીબ ઉપર છોડી મૂકવું? આ અને બીજા અગત્યના સમસ્યાઓ વાર્તારૂપે ચર્ચવામાં આવ્યા છે શ્રી નરહરિ પરીખની પ્રસ્તાવનામાં અખી વસ્તુનો ખ્યાલ આવી જાય છે. સાદી અને સરળ ભાષાને લઇને પુસ્તક વધારે આકર્ષક બન્યુ છે

## પશ્ચિમની કલાકૃતિઓ:

લેખક · રામચંદ્ર દામોદર શુક્લ

આ પુસ્તકમાં રશિયન, ફ્રેંચ અને બ્રિટીશ નવલિકાઓનાં અને ગાલ્સવર્ધીનાં નાટકનું ભાષાંતર છે. લેખક કહે છે. " રૂપાંતર કે અનુવાદમાં કૃતિની સાચી કલાનો આપણને ખ્યાલ આવતો નથી તેથી મેં શુદ્ધ ભાષાન્તર કરેલા છે અને શક્ય એટલો રસ જાળવવાનો યત્ન કરેલો છે એ કૃતિઓમાં મને જે રસ પડેલો છે એ જ આનંદનો અન્ય પણ આસ્વાદ લે એ આમાં હેતુ છે. "

## પ્રાયશ્ચિત્ત

લેખક : સોપાન ( દીવાળી ઉપર પ્રગટ થશે )

આ વાર્તાની સવિતા માત્ર મારી કલ્પનાનું સર્જન નથી. વાચનારને તો કદાચ એવું લાગશે. સાચી સવિતા આજે આ દુનિયામા નથી. મે આમા ચિતરી છે એવી જ એ નહોતી, પણ ભાગ્યયોગે અંત્યજને ત્યા જન્મી એક સુખી સવર્ણ કુટુંબમા ઉછરી હતી અને સોળ વર્ષની થઈ ત્યા સુધી એ સવર્ણ હતી, પ્રતિષ્ઠિત હતી, એક પ્રસગે એની ઓળખાણ આપી અને ક્ષણ માત્રમા એ અસ્પૃશ્ય બની ગઈ. ત્યાર પછી એ જીવી શકી નહિ આ સત્ય ઘટના ઉપર મેં કલ્પનાના નહિ કે તરંગોના-મિનારા ચણ્યા છે વાચનારને એ કેવું લાગશે તે હું કેમ કહી શકું ? હું એટલું જાણુ છું કે આના છાપેલા પાનાઓએ ઘણાને રડાવ્યા છે અને જેમને વાર્તા સાથે ઓછો સંબધ છે અને અક્ષરો સાથેજ માત્ર ઓળખાણ છે તે કંપોઝીટરો પણ સવિતાની કથા ગોઠવતા ગળગળા થયા છે મારી પોતાની દશા પણ આ વાર્તા લખતા એવી જ થઈ છે.

મેં આ નવલકથા શા માટે લખી છે, એવો મને પ્રશ્ન થાય છે. વાચનારને પણ કદાચ થાય. પૂ બાપુએ આંખો ન આપી હોત તો હું કદાચ આત્રુ ન જોઇ શકત અને તો પછી લખી પણ ન શકત. એટલે આનો હેતુ તો અસ્પૃશ્યતા નિવારણના મહાકાર્યમા નમ્રભાવે સાથ આપવાનો છે, પણ એવું લખતા મને પારાવાર સંકોચ થાય છે, કારણકે જે પ્રશ્ન દુનિયાભરના મોટામા મોટા માણસને યજ્ઞવેદી ઉપર ચડી જવા પ્રેરે છે અને જેની પ્રેરણાથી ધર્મશુદ્ધિનો મહાન યજ્ઞ મડાયો છે ત્યા શાહીથી ચિતરેલી આ ચોપડીની શી કિંમત ? પણ આ લખતા જે મનોભાવ મેં સેવ્યા છે તે વાચનાર પણ સેવી શકે એટલું જોર આમા હશે તો આની પ્રસિદ્ધિ નકામી નહિ જાય." [પ્રસ્તાવનામાંથી

## પહેલાં વર્ષનાં પ્રકાશનો

**પલટાતાં તેજ** — ઈન્દુલાલ ગાંધી
પાચ સામાજીક નાટકો

**પ્રતિબિંબ** — ચંદુલાલ ત્રિવેદી
કુટુંબજીવનની સાત વાર્તાઓ

**દરિયાના મામલા** — ચારુદત્ત
ભૂગોળ શીખવતી સાહસકથા

**અંતરની વાતો** — સોપાન
ત્રણ સૈનિકોની જીવનકથા (જપ્ત થયુ છે)

**વેરાનમાં** — ઝવેરચંદ મેઘાણી
માનવતાનું દર્શન કરાવતાં જીવનચિત્રો

**કાળાપાણીને પેલેપાર** — રામનારાયણ ના. પાઠક
બ્રહ્મદેશનું પ્રવાસવર્ણન

**ધૂપદાની** — વિનોદરાય ભટ્ટ
દસ સામાજીક વાર્તાઓ

આ સાત પુસ્તકોમાથી 'અંતરની વાતો' તો મળી શકે એમ નથી બાકીનાં ૭ પુસ્તકો, આપ પહેલા વર્ષના ગ્રાહક થાઓ તો ઘેર બેઠાં કાચાં પૂઠાંના રૂ. સવા બેમાં અને પાકા પૂઠાના રૂ. ત્રણમાં મળી શકશે

: ગ્રંથમાળાના ગ્રાહક બની આ નવીન સાહિત્યનો પરિચય કરો :

મળવાનાં મુખ્ય સ્થળો

**અંજલિ ગ્રંથમાળા**
ડેન્સોહોલ-કરાંચી

**નૂતન સાહિત્ય ભંડાર**
રમકડાં મારકેટ-અમદાવાદ

ધી સૂર્યપ્રકાશ પ્રિ. પ્રેસ, અમદાવાદ.

# ગુજરાત



દ
રે
ક
અં
ક
માં

આદ્યતંત્રી: શ્રી કનૈયાલાલ માણેકલાલ મુનશી

સાહિત્ય સંસદનું મુખપત્ર



પાટણની પ્રભુતા, ગુજરાતનો નાથ અને રાજાધિરાજ એ નવલત્રિપુટિના પૂર્વ સમયની શ્રી. મુનશીની ગુજરાતની અસ્મિતાનું ભાન કરાવતી, વેગવંતી નવલકથા

## જય સોમનાથ

( દરમાસ એક હફ્તો છપાય છે )



શ્રી ધનસુખલાલ મહેતા, 'ધૂમકેતુ', વિનોદિની નીલકંઠ, સનત્કુમાર વીમ વગેરેની મનોહર નવલિકાઓ, એકાંકી અને દીર્ઘ ચાલુ નાટકો.

ચન્દ્રવદન મહેતા, બેટાઈ, ઉમાશંકર, મનસુખલાલ, સુન્દરમ્, પૂજાલાલ, બાદરાયણ, રમણિક અરાલવાળા વગેરે કવિઓનાં કાવ્યો.

સાહિત્ય પરિષદનાં વિવેચનપૂર્ણ વ્યાખ્યાનો

વાર્ષિક લવાજમ } હિંદમાં-પુસ્તકાલયો અને સંસદના સભ્યો માટે રૂ. ૪; અન્ય ગ્રાહકો માટે રૂ. ૫ પરદેશમાં ૧૨ શીલીંગ

આપને ગુજરાતીઓમાં જાહેરાત કરવી છે ?

**આપનો સંદેશો પહોંચાડવાનું 'ગુજરાતને' સોંપો**




કેરલ સાબુ સુવાસને પૂરો થતાં સુધી સંઘરી રાખેછે



## સુખડનો સાબુ

તમારા મનને ખુશ ખુશાલ રાખે એવી મનોહર સુગંધી વાળો અમારો સર્વોત્તમ સુખડના તેલનો બનાવેલ સાબુ જેમા ઉચ્ચ પ્રકારનું અતર અને સુવાસીત ફુલોનુ એસેન્સ વાપરવામા આવ્યુ છે તે એક વખત વાપરીને ખાતરીકરો આપણા ગરમ દેશને માટે એ ખાસ બનાવવામા આવ્યો છે. પરસેવાથી નીતરતા શરીરમા એ ઠંડક, ઉત્સાહ ને તાઝગી ભરે છે. એની ખુશબોદાર ભભક તમારા મનને જરૂર પ્રફુલ્લિત અને આલ્હાદક બનાવશે. દરેક ઠેકાણે એ મળી શકશે.

# કેરલ સોપ ઈન્સ્ટીટ્યુટ કાલીકટ

સોલ એજન્ટ્સ ફેરીર વાલજી એન્ડ સન્સ

બંદર રોડ, કરાંચી

---

મુંબઈમાં અમારા રહેવા જમવાનું

# આર્યનિવાસ

હિંદુ લૉજ



તાર. ARYANIVAS
ટે.નં. ૨૩૧૩૯.

કાલબાદેવી રોડ મુંબઈ.

મુદ્રક • ધનશંકર કું. શુક્લ
પ્રભાત પ્રેસ • ડેન્સો હૉલ • કરાચી

# ઊર્મિ

પ્રકાશક • ભુપતરાય મો. દવે
ઊર્મિ કાર્યાલય • ડેન્સો હૉલ • કરાચી

વર્ષ છઠ્ઠું
અંક પહેલો

સળંગ અંક
૬૧

## અનુક્રમણિકા



અમારા મુખ્ય એજન્ટો:—

| | |
|---|---|
| સી. જમનાદાસની કું., | પ્રિન્સેસ સ્ટ્રીટ મુંબઈ ૨ |
| નૂતન સાહિત્ય ભંડાર | રમકડાં મારકેટ અમદાવાદ |
| એલ. કે. મેઘાણી | ૧૪, અમરતલા સ્ટ્રીટ કલકત્તા |
| પુસ્તકાલય સ. સ. મંડળ લી. | રાવપુરા, વડોદરા |
| ગાંડીવ લવાજમ એજન્સી | હવાડીયો ચકલો, સુરત |

વાર્ષિક :::: લવાજમ :: રૂપિયા ચાર

છુટક અંકની કિંમત ૭ આના

# ઊર્મિ

* વર્ષ છઠ્ઠું * | * જાન્યુઆરી ૧૯૩૭ * | * અંક પહેલો *


## સાહિત્ય અને કલા

હું તો એને જ સાહિત્ય કહીશ જે મને પર્દેનશીન દુનિયાના પર્દાની આરપાર જોવાની દૃષ્ટિ આપશે.

હું તો એને જ સાહિત્ય કહીશ જે મને જગતના કોલાહલની વચ્ચે નિરંતર મધુર સંગીત બજી રહ્યું છે તે સાંભળવાની શકિત આપશે.

હુ તો એને જ સાહિત્ય કહીશ કે જે મને તમામ બદબોનો નાશ કરનારા પ્રાણવાયુની સુગંધ આપશે

•

હું તો એને જ કલા કહીશ કે જે મારા હૃદયની ભોગળો ઉઘાડી મારી રૂંધાયેલી જીવનકલાને મુક્ત કરશે.

હું તો એને જ કલા કહીશ જે મારાં કલેજાંનું પથ્થરતળિયું ફોડશે અને મહીં પડેલા નિર્મળ નીરને બહાર આણશે.

હું તો એને જ કલા કહીશ જે મને ભીનાશ આપશે, માધુર્ય આપશે, જડ થયેલી વૃત્તિઓને ઓગાળનારું રસાયન આપશે.



મારે મન એ જ સાહિત્ય છે અને એ જ કલા છે જે મારી બુદ્ધિને જ નહિ, કલ્પનાને જ નહિ, લાગણીઓને જ નહિ પણ સમગ્ર જીવનને એના રંગે રંગી દે

મારે મન એ જ સાહિત્ય છે અને એ જ કલા છે જે મારા આંતર-પ્રકાશને પ્રગટાવવામાં મદદ કરે કે જેથી મારે દીવડે ક્યાંકનો અંધાર ભેદાય.

મારે મન એ જ સાહિત્ય છે અને એ જ કલા છે જે મને મારી જાતનું ભાન ભૂલાવી વિશ્વના સર્જનમાં શમી જવાની પ્રેરણા આપે.



જે ક્યાંક આવી મને પંપાળી જાય તે મારે ન જોઇએ, જેને જોવા આંખ માંડું, બુદ્ધિ કસુ છતાં ન ઓળખું તે મારે ન જોઇએ. જે મને શાંતિ ન આપે, શક્તિ ન આપે, આંખ ન આપે, આરામ ન આપે તે મારે ન જોઇએ.

હું સાહિત્ય અને કલાને ઝંખુ છું. એ કોઇ પણ રૂપમાં આવે તેની મને પરવા નથી. ભલે કાવ્યની ઊર્મિના રૂપમાં આવે, ભલે સંગીતના ઝંકારના રૂપમાં આવે, ભલે પથ્થરમાં પ્રાણ મૂકતા શિલ્પના રૂપમાં આવે, ભલે ચિત્રની ફલકપટે નિસર્ગના રંગો પાથરીને આવે પણ એણે મને નિર્મળતા આપવી પડશે, પ્રકાશ આપવો પડશે, ઓજસ્ આપવું પડશે, વીર્ય આપવું પડશે.

એ રંગભૂમિના તખ્તા ઉપર આવે કે ચિત્રપટના રૂપેરી પડદા ઉપર આવે, એ ભિખારીના તંબુરમાં આવે કે અમીરોના સમુહવાદ્યમાં આવે, એ ઉદયશંકરની નૃત્યમંડળી બનીને આવે કે વલ્લાતોલની કથકલી બનીને આવે. ગમે ત્યાં, ગમે તે રૂપમાં આવે પણ એણે મારી શરતો પાળવી પડશે. નહિ તો હું એને કલા નહિ કહું, સાહિત્ય નહિ કહું, એને માયા કહીશ, જગતને ભમાવનારી ઈંદ્રજાળ કહીશ. સભાનને બેભાન બનાવનારી સુરાપ્યાલી કહીશ.

શ્રી

# મુક્ત વિહંગ

મોહિનીચન્દ્ર

: અનુષ્ટુપ :

'તારા આ બાગના વૃક્ષે, હવે ના પળ તો રહું,
બૂઝ ના કામની, માળી! સડયાં ના ફળને ચહું;
સાત વર્ષો સુધી ગાયાં પ્રેમના ભાવનાં ગીતો,
માનવી ! ગમ ના તૂંને, કઢંગી તાહરી રીતો :
સત્ય છું, ધીર ટેકી છું, આખરે શૂરવીર છું,
યુવાની ઉછળે અંગે, રોમે રોમે સજીવ છું:
કોણ કોને જગે પોષે ? હું મારે બળ ઝૂઝતો
અન્યાયો ના સહું લેશે, મારી ભોમ અનંત તો,
ઘૌધરિત્રી કરી એક રાતદિ રઝળીશ હું,
મર્મચ્છેદી તમિસ્રેથી તેજવર્ષા ઝીલીશ હું;
દીન ના, ઉદ્યમી હું છું, સ્વાશ્રયે તપનાર છું,
ટીપેટીપાં પસીનાનાં પાડીને રળનાર છું.'

: મિશ્રોપજાતિ :

વેણો વદીને, તરૂડાળીઓથી
વાડી તણા એ ચખ રશ્મિઓથી
દિગંતના આંતર્ગર્ભને ખણી,
મારી હલેસાં નિજ પક્ષરૂપી,
બ્રહ્માંડનો સાગરઓઘ કાપતાં,
વારિ ઊડંતા ઉદ્ઘોષ સૂણતાં,
શકુની છૂટયું.

: શિખરિણી :

અને જ્યેષ્ટિકા જે ખગપર ઉગામી, હતી ધરી,
મહા અન્યાયોની રજરજ લઇ જે હતી ઘડી,
પગો વચ્ચે તે થૈ ઝપટભર માળી પર પડી,
પડયો માળી શીલા ઉપર, બબડાટો બહુ કરી.

: મન્દા ક્રાન્તા :

ગેબે ગેબે કવન રમણા આદરી ત્યાં વિહંગે!
પૃથ્વી સિંધુ રસભર છત્યાં, ઊછળ્યાં શાં ઉમંગે!

૩-૪-૩૬

# ' એ સ્વર '

રેવાંતસ્થ

ધીમું સુણ્યું મેં ગીત એક રાતે
તારા જડયાં શ્યામળ આભ નીચે
મેદાનમાં કોઇ નદી કીનારે
ગાઇ રહ્યો રાખ લિપેલ બાવોઃ–
" પુષ્પ તણાં કોમળ અંતરમાં
મૃદુલ સુરભિની વિમલ જવનિકા
ખોલી : શાંત પથારી સૂતા
જોયા પરમાત્મા. "
મેં કીધું :– " શું અગડંબગડં
ગાતા ? " કોણ તમો છો તિકડં ?
અલ્લાને જોયા તોયે કાં
ખા પી કર ભમના ?"
" દેખ બિરાદર! ગડબડ કર ના!
દિખના હો તો શાંત રહેના
મુખસે ચાહે સો બડબડના
મગર નહીં દિલસે "
ને મેં નિહાળ્યું મુખ રાખ ચોળ્યું
કઠોર, તો યે સ્મિતપૂર્ણ આંખો;
ઘમંડ મારા ઉરના સરી ગયા,
હસી રહ્યું અંતર મુગ્ધતા ભર્યું.
તારા તણાં એ અજવાળિયાંમાં
ઉંચો કર્યો 'માંસલ હસ્ત કાળો :–
"તું દેખના દોસ્ત! અનંત આભમેં
આ પુષ્પમાંથી પ્રકટેલ સૂર્યો !"
શું વાત ના અંતર આ કળી શકે
છતાંય હૈજું તરતું અપારે
જ્યાં હું અને મંગલ સૂર્ય જૂઇ
ફુલો સમાં શાંતિ મહીં પર્યાં હતાં.
બાવો કહે " ત્યાં દિખના ન અચ્છા
તું સુંઘ આ સૂર્ય મિચેલ આંખે
ને સુઘતો ત્યાં ઉર પ્રેમભીનું
ઝંખી રહ્યું સૂર્ય વિલીન થાવા.

ને કોણ જાણે પણ મૃત્યુ પ્રાય
થઈ ગયો હોઈશ એ જ કારણે :
બાવો કહેઃ "ભાઇ! તું જાગ આજે
આ ભસ્મ આચ્છાદીત છાતી માથે
તું સૂઈ જાજે કરજે ન ચિંતા."
ને મેં કહ્યું મૂરખ જેમ રાડો–
–પાડી અને કેઃ- "નહિ આમ ચાલે
મારી મળી અંતરમાં જવું એ
તું એ જ છે તો તવ અંતરે લે!"
ને મેં ઝનૂને શિરને પછાડયું
વૃક્ષઃ સ્થળે એ...પણ ક્યાંહિ બાવો!
આજે અહીં પત્થરખાણ ખોદતાં
મને બધું સાવ વિચિત્ર લાગે
છતાં ય છે યાદ પુરેપુરૂં મને :
એ રાખ ચોળેલ વિશ્યામ અંગો,
એ તેજ, આંખો, નભમાં સરી જતો
કાળો અને માંસલ દીર્ઘ બાહુ,
ને તારલા કોમળ તેજ બિન્દુડાં!
જેવાં અટાણે પરસ્વેદ બિન્દુડાં
ઝઝૂમતાં આ મુજ શ્યામ દેહ પે.
બાવો હતો એ નહિ સ્વપ્ન સાચે
પીવા દીધી શું કંઇ ભાંગ એણે ?
મૂકી મને ઘેન મહીં વહી ગયો ?
કાળી શિલાને ખખડંત લોહમાં
આ ગ્રીષ્મના રૂંધક ઉષ્ણ વાયુમાં
છતાંય હું એ સ્વર શાંત સાંભળું:–
" પુષ્પ તણાં કોમળ અંતરમાં
મૃદુલ સુરભિની વિમલ જવનિકા
ખોલી : શાંત પથારી સૂતા
જોયા પરમાત્મા ! "

૧૦-૪-૧૯૩૫

# પ્રહ્લાદનું લગ્નજીવન

શ્રીકાંત

પ્રહ્લાદ અને ચંદ્રા પરણ્યાં ત્યારે બંને વચ્ચે અદ્ભુત પ્રેમ હતો. બંનેના પ્રેમ અને ઉલ્લાસની કોઈ સીમા નહોતી. નજીકનું મિત્રમંડળ જ નહિ, પણ દૂરના જોનારા પણ એમ કહેતાં કે આવો સુમેળ તો દુનીઆમાં ભાગ્યે જ સધાય. પ્રહ્લાદ અને ચંદ્રા પણ એમ જ માનતાં. સ્નેહલગ્ન એ જ આદર્શ લગ્ન છે એમ પોતાના લગ્નજીવનથી સિદ્ધ થશે એવી બંનેને ખાત્રી હતી. અને આ પ્રકારની એ બંનેની કે આજુબાજુના મિત્રો કે ઓળખીતાઓની માન્યતા નિષ્કારણ નહોતી. પ્રહ્લાદ પચીસ વર્ષનો શિક્ષિત, રૂપેરંગે શોભતો, સુંદર અને નિરોગી જુવાન હતો અને ચંદ્રા પણ ઓગણીસ વીશ વર્ષની રૂપલાવણ્યને વરેલી શિક્ષિત કુમારિકા હતી બંને છેલ્લાં ચાર વર્ષથી તો એક બીજાને ઓળખતાં હતાં અને લગ્ન પહેલાંનું એક વર્ષ અત્યંત નિકટમાં રહીને જ ગાળ્યું હતું. એકબીજાની પસંદગી જાતે જ થઈ હતી અને વડીલોએ પણ હર્ષપૂર્વક સંમતિ આપી હતી એટલે એમનો લગ્નપ્રસંગ કોઈનાયે નિઃશ્વાસ વિનાનો નિર્મળ આનંદરૂપ બન્યો હતો.

આમ છતાં હમણાં હમણાં પ્રહ્લાદને ઘરમાં કંઈક સૂનું લાગતું હતું અને લગ્ન સમયે પ્રેમના દરીઆવ જેવી લાગતી ચંદ્રામાં કંઈક ન કળાય એવી ઉણપ લાગતી હતી. પ્રહ્લાદ પોતાને સમજી જ શકતો નહોતો. એ ખૂબ વિચાર કરતો હતો કે પ્રફુલ્લતા કેમ નથી લાગતી? ચંદ્રાને જોઈ રસની છોળો ઉડતી તે હવે કેમ નથી ઉડતી? રાતદિવસ ચંદ્રાનું સ્મરણ હૃદયને કોઈ આલ્હાદક ભાવે ભરી રાખતું તે હવે કેમ નથી થતું? એને જવાબ જડતો નહીં.

લગ્નને બે વર્ષ થઈ ગયાં હતાં પણ ચંદ્રા એની એ જ હતી ચંદ્રાને બાળક પણ નહોતું. કે પ્રહ્લાદ એમ પણ મન મનાવે કે એ માતા થઈ તેથી આમ લાગતું હશે! ચંદ્રાનું રૂપ કે યૌવન જરાયે કરમાયું નહોતું. એનાં કંઠની મિઠાશ એવી ને એવી જ હતી. હજુએ એને સતારનો શોખ

હતો, અને એ દરરોજ વગાડતી કામ કરતાં કરતાં ગાવાની એની ટેવ કાયમ જ રહી હતી. પ્રહ્લાદ ઘણાએ વિચારો કરતો, બે વર્ષ પહેલાંની ચંદ્રાને અને આજની ચંદ્રાને સરખાવ્યા કરતો, પણ એના મનમાં કેમેય સમાધાન થતું નહિ, આખરે એ થાકતો અને પરાણે આનંદ ભોગવવા પ્રયત્ન કરતો, ક્યારેક આત્મનિરીક્ષણ કરવા લાગી જતો ત્યારે વળી પોતામાં કંઈક ફેરફાર થયા છે કે નહીં તે તપાસવા બેસતો પણ એ તો એનો એ જ હતો. એવું જ સુંદર ઘાટીલું શરીર, એવો જ રમત અને વ્યાયામનો શોખ, એવી જ બુદ્ધી અને લેખન વાંચનની વૃત્તિ ત્યારે ફેર શું પડી ગયો ? કોનામાં પડી ગયો ! પ્રહ્લાદને એ પ્રશ્નો અનેકરૂપે ઉઠતા, પણ જવાબ ન મળતો

ચંદ્રાના મનમાં આવા પ્રશ્નો નહોતા. પણ પ્રહ્લાદને ગમગીન જોઇ તેને ક્યરેક લાગી આવતું. પોતાના કારણે તો એને ઓછું નહીં આવ્યું હોય, એમ વિચારી બધા પ્રસંગો સંભારી જતી અને એક પણ કારણ ન મળ્યું હોય તો પણ ભરપૂર હેતથી –જાણે પોતે વાંક કર્યો હોય એવા નમ્રભાવથી એ પ્રહ્લાદને પંપાળતી એનામાં લય પામવા ઇચ્છતી હોય એવા ભાવ બતાવતી. પરંતુ પ્રહ્લાદના હૃદયને એથી આરામ ન મળતો; પણ પોતાને સાલતી ઉણપનું વધુ તીવ્ર પણે ભાન થતું જેમ દિવસો વીતવા લાગ્યા, તેમ જીવનનો ભાર વધુ ને વધુ લાગવા માંડ્યો, એમના નાનકડા ઘરમાં કલ્લોલ મચી રહેતો તેને બદલે હવે વધુ સમય અમથા મૌનનું વાતાવરણ રહેવા લાગ્યું.

પ્રહ્લાદે હવે વધુ સમય બહાર રહેવા માંડ્યું. ચંદ્રાએ હવે વધુ સમય પ્રહ્લાદની ચિંતામાં રહેવા માંડ્યું. પ્રહ્લાદનું દુઃખ શોધવા એણે પ્રયત્નો શરૂ કર્યાં. એક દિવસ એણે પૂછ્યું:

'તમે કેમ આમ રહો છો ?'

જવાબમાં પ્રહ્લાદ ફીકકું હસ્યો

'હું તમને ન પૂછત, પણ બહુ વિચારવા છતાં મને કારણ મળ્યું નહિ એટલે જ પૂછું છું.'

'કંઇ નથી, અમસ્તુ.'

'છેલ્લા ૭ મહિનાથી હું જોઈ રહી છું કે દિવસે દિવસે તમે કરમાતા જાવ છો તમારા મોં ઉપરથી આનંદ જ ઉડી ગયો છે. પહેલા તો ઘરમાં પગ મૂકતા જ તમે હૃદય નાચી ઉઠે એવું હસતા હવે ધીમે પગલે અને નીચી આંખે પ્રવેશ કરો છો. મને કહો, આમ શા માટે? તમને શાનો ઉણપ લાગે છે?'

'કંઇ નહિ, ચંદ્રા' પ્રહ્લાદ મોં ઉપરની દુઃખરેખા ન છુપાવી શક્યો એટલે એણે મોં ફેરવી લીધું

'નહિ, આજ તમારે કહેવું જ પડશે. જુઓને, તમારી આંખોમાં જ દુઃખનો ભાર દેખાઇ આવે છે મને નહિ કહો ? પ્રહ્લાદ!'

'અત્યારે નહિ અત્યારે નહિ' પ્રહ્લાદે ઉભા થઇ અગાશીની અટારી તરફ જવા માંડ્યું.

ચંદ્રા પાછળ ગઇ, એણે પ્રહ્લાદનો ખભો પકડ્યો પ્રહ્લાદે પાછળ જોયું. ચંદ્રાનું મોં જોતા એનાથી ફરી જવાયું ચંદ્રા કશું ન બોલી. પ્રહ્લાદ પણ ન બોલ્યો, પણ ચંદ્રાનું માથું પ્રહ્લાદના ખભા પાસે ઢળી પડ્યું આંખના બે આંસુ પ્રહ્લાદના પહેરણ ઉપર પડયા.

* * *

પ્રહ્લાદના વિદ્યાર્થી જીવનમાં એને ઘણાં મિત્રો હતા. બીમિત્રો પણ હતા પરંતુ ચંદ્રા સાથેની મૈત્રીએ લગ્નનું રૂપ લીધા પછી બીજી મૈત્રીઓ ઘસાવા માંડી હતી પ્રહ્લાદની તમામ લાગણીઓને ગ્રહણ કરવાનું સ્થાન મળી ગયું

હતું. પ્રહ્લાદને કશાની ભૂખ નહોતી રહી. બીજું કોઈ નિકટનું મિત્ર નહોતું છતાં એને કોઈ દિવસ એકલતા લાગી જ નહોતી. ચંદ્રામાં એણે સંપૂર્ણ સાંત્વન મળી રહેતું હતું. પ્રહ્લાદ ભાવનાશીલ અને જેને ઊર્મિવશ કહીએ એવો જુવાન હતો. નાનપણથી જ એનામાં મસ્તી હતી. તીવ્રબુદ્ધિનો હતો છતાં એના જીવન વ્યવહારનું સુકાન બુદ્ધિ નહિ પણ લાગણી જ હતી. ચંદ્રાને એ ચાહવા લાગ્યો ત્યારથી જ એણે પોતાના હૃદયમાં ચંદ્રાના પૂર્ણરૂપની પ્રતિષ્ઠા કરી દીધી હતી. જીવનનો વ્યવહાર એને શુષ્ક લાગતો અને ક્ષુલ્લક પણ લાગતો. ચંદ્રાના સ્મરણની, સહવાસની, સંબંધની રસમસ્તીમાં એ હંમેશ રમ્યા કરતો. લગ્ન પહેલાંનું એક વર્ષ અદ્‌ભુત ગયું હતું અને લગ્ન પછીનું વર્ષ પણ એટલું જ રસમય વીત્યું હતું. પ્રહ્લાદ સમજી નહોતો શકયો ને ચંદ્રાને પણ એ ખબર નહોતી પડી કે એક વર્ષ વિત્યા પછી પ્રહ્લાદના રસજીવનમાં ઓટ આવવા લાગી હતી. કોઈ કોઈ ક્ષણે ચંદ્રામાં એને મસ્તીને બદલે શાંતિ લાગવા માંડી હતી. અને કોઈ વિરલ ક્ષણે હૈયાના તાલ મીલાવતી, કલેજાંના ધબકારા ઝીલતી જીવન સહચરીને બદલે ચંદ્રામાં કોઈ વત્સલ જનનીમાં હોય એવી વત્સલતા દેખાતી હતી. પ્રહ્લાદને આ કશું સમજાતું નહિ, પણ ચંદ્રામાંથી કંઈક ઓછું થયું છે એવું લાગ્યા કરતું.

ચંદ્રા એની એ જ હતી. પ્રહ્લાદ, ઉપરનો પ્રેમ એના દિલમાંથી લેશ માત્ર ઓછો થયો નહોતો પ્રહ્લાદ પ્રત્યેની પ્રેમભાવના એના અંતરમાં સદૈવ વ્યાપેલી જ રહેતી. પ્રહ્લાદને સુખ મળે, આનંદ મળે, જીવનમાં રસ અને સંતોષ પ્રાપ્ત થાય, જગતના ઝંઝાવાતોમાં એ કોઈથી ડગે નહિ–પડે નહિ એવા એ પ્રયત્ન કરતી અને ઊંડાં અંતઃકરણથી એવી જ ભાવના ભાવતી.

પ્રહ્લાદ પણ એનો એ જ હતો. ચંદ્રાના સાંનિધ્યમાં એની હૃદયવીણાનાં તાર હજુ યે ઝણઝણતા હતા. ચંદ્રાના સ્પર્શે હજુ યે એ મીઠો રોમાંચ અનુભવતો હતો, ચંદ્રાના કંઠમાંથી નીકળતા શબ્દો કે સુરો હજુએ એને ડોલાવતા હતા, પણ કયારેક વીણા ઉપર ફરતી આંગળીઓ થીજી જતી, રોમાંચ શમી જતો અને આખા અંગમાં શીતળતા પ્રસરી જતી. પ્રહ્લાદ એ શીતળતાથી ડરતો હોય એમ ક્ષણભર સ્તબ્ધ બની જતો અને મધુર સ્મિત ફરકાવતી ચંદ્રા સામે નજર માંડી આઘો ખસી જતો. પળ-વારમાં ચંદ્રાનું સ્મિત વિખરાઈ જતું.

કંઈ નહોતું. સંપૂર્ણ પ્રેમ હતો, સંપૂર્ણ વફાદારી હતી, સંપૂર્ણ કર્તવ્યભાવ હતો છતાં બંને એક બીજાથી તો નહીં પણ પ્રહ્લાદ ચંદ્રા પાસેથી ખસતો ખસતો દૂર જતો હોય એવું બનવા લાગ્યું.

ચંદ્રાના દુઃખનો પાર નહોતો. પ્રહ્લાદને નિશ્વાસ નાખતો એણે કોઈ દિવસ જોયો જ નહોતો. એમના સંવનનના દિવસોમાં પ્રહ્લાદની નમેલી આંખ એણે નીરખી જ નહોતી. એ દિવસોમાં પ્રહ્લાદની વાણીમાં કોઈ દિવસ થડકાર નહોતો આવ્યો. એનાં અંગમાં શૈથિલ્ય નહોતું જણાયું. એના હલનચલનમાં ચૈતન્યનો અભાવ નહોતો જણાયો. હવે તો પ્રહ્લાદ ધીમું બોલવા લાગ્યો, ધીમું હસવા લાગ્યો, ધીમું ચાલવા લાગ્યો અને જાણે ધીમું–અતિ ધીમું જીવવા લાગ્યો.

ફરીને ચંદ્રાએ એક દિવસ એને પૂછ્યું.

'તમે આમ શા માટે રહો છો ?'

જવાબમાં એ જ ફીકકું હાસ્ય મળ્યું.

'તમારે કહેવું પડશે, તમારે ખાતર નહિતો મારે ખાતર તો કહો ! હું આમ નથી જીવી શકતી.'

દીવાનુ દીવેલ ઢોળાઇ જતું હોય એમ એને લાગ્યુ પ્રહ્લાદ ઉપર એને પૂરો વિશ્વાસ હતો પ્રહ્લાદ કોઇ રંગીલો જુવાન કે પુરુષભ્રમર નહોતો એ ચદ્રા જાણતી હતી, પણ એ મિત્રોને મળવાની આજ બે વરસ પછી પ્રહ્લાદને ઇચ્છા થઇ એનો સ્પષ્ટ અર્થ એ જ થયો કે 'પ્રહ્લાદના હૈયાને ચદ્રા તરફથી પૂરતુ પોષણ નથી મળતુ ' ચદ્રા એ સમજી ગઇ એના જીવનમાથી પ્રહ્લાદ ખરી જશે, સરી જશે એમ લાગવા માડયુ.

ચદ્રાની ચિંતાનો પાર ન રહ્યો જોનાર કોઇ જાણે નહિ, સાભળનાર કોઇ માને નહિ અવલોકનાર કોઇ કલ્પે નહિ, એવું એના જીવનમા બનવા લાગ્યુ ચદ્રા અને પ્રહ્લાદના લગ્નજીવનમા રસ લેનાર મિત્રોમા કોઇને એ કલ્પના નહોતી કે આજે પ્રતિક્ષણે એ લગ્નજીવનનો રસ સુકાઇ રહ્યો છે!

ચદ્રાથી ન રહેવાયુ સામાન્ય રીતે, નહિ રડનારી ચદ્રાથી એક દિવસ રડી જવાયુ. એ રુદને એના મો ઉપરના સૌમ્ય તેજસ્વીતા હરી લીધી મુખ ઉપર દુ ખના અને લાચારીના ભાવો ફરી વળ્યા ચંદ્રાનુ પ્રેરણા આપતુ વદન દયામણુ બની ગયુ રડી લીધા પછી મો ધોઇને ઉડા વિચારમા એ બેઠી હતી ત્યા કોઇકના પગનાઓ કાનમા અથડાયા એનુ હૃદય ફફડી ઉઠયુ. આખ ઉગી કરી એણે જોયુ પ્રહ્લાદ અને પ્રમિના હતા પ્રહ્લાદના મો ઉપર હાસ્ય હતુ. પોતે ઘણીવાર જોયો હતો એવો આખમા પ્રકાશ હતા બાજુમા પ્રમિલા હતી એ સ્મિત ફરકાવતી ઓરડામા આવી પ્રહ્લાદ બાજુના ઓરડામા ગયો પ્રમિનાને જોતા જ ચદ્રાએ ફફડતા હૈયાને દબાવવા- સ્થિર રાખવા પ્રયત્ન કર્યો અને મુખભાવને બદલવા માડયા પણ પ્રમિલાથી છાનુ ન રહ્યુ આસુથી ધોવાયેની આખો પ્રમિના જોઇ શકી એ સમજી છતા હસતી હસતી જ અદર આવી.

' આવ પ્રમિલા, ઘણા દિવસે!' ચંદ્રાએ આવકાર આપ્યો.

' હા, પણ હું તને આમત્રણ આપવા આવી છુ '

' શાનુ ?'

' શાનુ ? બે વરસ પહેલાં તે મને શાનુ આમત્રણ આપ્યુ હતુ ? ' પ્રમિલા હસતી હસતી બોલી

ચદ્રા હસવા ઇચ્છતી હતી પણ હસી શકી નહિ એની આખમા ગભરામણ તરી આવી.

' કયા ? કોની સાથે ? ' ચદ્રાએ પૂછ્યુ

' મધુકર '

'એમ ? સારુ, બહુ સારું!'

બાજુના ઓરડામા કોટ-ટોપી મૂકી પ્રહ્લાદ આવી પહોચ્યો

' ચદ્રા! વાત સાભળી?' ખુરસી ઉપર બેસતા બેસતા પ્રહ્લાદે સસ્મિત પૂછ્યુ

' હા ' ચદ્રા ધીમુ હસી

' કાલે સવારે તમારે બનેએ આવવાનું હો!' પ્રમિલા ઉઠવા લાગી

' એટલી બધી શી ઉતાવળ છે ? બેસ તો ખરી '

' શી ઉતાવળ ? તમારુ કામ તો પૂરુ થયું તમારે હવે શી ચિંતા?-હં, ચદ્રા, તમારે બનેએ મને તમારા લગ્નજીવનના અનુભવ તો કહેવા જ પડશે હો '

પ્રહ્લાદ અને ચદ્રાથી એકમેક સામે જોવાઇ ગયુ

' મને ખબર તો પડે કે લગ્નની વસંત કેટલો

સમય ચાલે છે અને પાનખર ક્યારથી બેસે છે ?'

બંને ચમક્યાં.

' જુઓ હું સાચું કહું ! ' પ્રમિલા જરા ગંભીર થઈને બોલી ' મેં તો મોટી આશાઓ રાખી જ નથી. મધુકર મને ચાહે છે, હું એને ચાહું છું. માતપિતાની નામરજી છે પણ તેઓ વાંધો નથી લેતાં. અમારાં શરીર, વય, બુદ્ધિ સરખા લાગે છે, એટલી બાબતમાં તો કજોડાં જેવુ નથી લાગતું. છતાં અમે બંનેએ સમજી લીધુ છે કે લગ્નજીવનની તૈયારીમાં ને કલ્પનામાં જે રસ છે તે કદાચ વાસ્તવિક જીવનમાં નહિ રહે. કજોડાં જેવુ નથી લાગતું છતા એવું થઈ પડે. મનની સૂક્ષ્મ લાગણીઓને, પરાપૂર્વના સંસ્કારોને, હૃદયના આવેગોને આપણે પૂરી રીતે ક્યાંથી સમજી શકીએ ?'

ચંદ્રાને એમ થયુ કે પ્રમિલા પોતાને જ કહી રહી છે. પ્રમિલાની વાત સાચી લાગી, પણ ચંદ્રાને એ સાંભળવી ગમી નહિ. એનાં મો ઉપર અણગમો પણ દેખાયો. પ્રમિલા સમજી ગઈ.

' ઠીક ત્યારે, કાલે આવવાનું ન ભૂલતા. અને ભેટ પણ લાવવાની હો કે ?' પ્રમિલા હસતાં હસતાં બોલી.

' ભેટમાં શું લાવવું ?' પ્રહ્લાદે પૂછ્યું.

' બે વસ્તુઓ લાવવાની. બંને સજીવ. પ્રકૃતિના બે અંગો જેવી અવિભાજ્ય.'

' એટલે અમે બે જ !' પ્રહ્લાદ હસીને બોલ્યો.

' હા, ત્રીજું તો હજી કોઈ છે નહિ ' પ્રમિલાએ આજુબાજુ જોઈ હસીને કહ્યું.

' જરૂર હો !' પ્રમિલા ઉભી થઈ. પ્રહ્લાદ અને ચંદ્રા એને દરવાજા સુધી મૂકવાં ગયાં.

પ્રમિલા ગયાં પછી થોડીક ક્ષણો જ આનંદનું વાતાવરણ ટકી શક્યું. ફરી પાછી એ જ ગંભીરતા પ્રસરી ગઈ. એ ઓરડામાં જ ગંભીરતા નહોતી, કુદરત પણ ગંભીર બનતી જતી હતી. સૂર્ય આથમી જવા આવ્યો હતો. ઓરડાની પાછળની બારીમાંથી એનાં છેલ્લાં કિરણો આવતાં બંધ થયા હતાં. આકાશ ઘેરા લાલ રંગનું બની ગયું હતું. થોડી જ વારમાં બધું શાંત પડી જશે એવો સ્પષ્ટ ખ્યાલ આપે એ પ્રકારનો કલરવ થતો હતો

' ચંદ્રા !' પ્રહ્લાદે સંધ્યાના રંગો જોતા જોતાં કહ્યું ' ફરવા જશું !'

' ભલે ' ચંદ્રા તૈયાર જ હતી.

બંને તૈયાર થઈ બહાર નીકળ્યાં. ઘરની પાછળ એક સડક જતી હતી તે ઉપર ચાલવા લાગ્યાં ફરતા પવન મકાનો પૂરાં થવા લાગ્યાંથી બંને મૂંગા મૂંગા જ ચાલ્યા. એકાંત મળતાં પ્રહ્લાદે વાત શરૂ કરી.

' આપણે ક્યાંક બહારગામ જઈએ તો ?'

' બહારગામ !' ચંદ્રા ચમકી, ' શા માટે !'

' ખાસ તો કંઈ કારણ નથી, પણ હમણાં માનસિક અસ્વસ્થતા રહે છે તેથી એમ થાય છે કે ક્યાંક ફરી આવીએ. પ્રમ્ન તો એકલા જ જવાની છે, પણ તને પછી અહીં કેમ ફાવે !'

ચંદ્રા તરફથી જવાબ ન મળ્યો.

' તારી ઇચ્છા હોય તો જ જઈએ. મારો આગ્રહ નથી.'

' તો મારા પિતાને ત્યાં જ જઈએ તો ?'

' ત્યાં ફાવશે ?'

'કેમ નહિ ફાવે ? તેઓ ત્રણચાર મહિનાથી આપણને બોલાવે પણ છે, અને હમણાં તો એ તબીઅતના કારણે ગામડામાં જ રહે છે, એટલે આપણને શાંતિ મળશે અને નવીનતા પણ મળશે.'

'ભલે એમ કરીએ.'

બંને એકાદ માઇલ જેટલે દૂર નીકળી આવ્યાં હતાં. રાત પડી ગઇ હતી એટલે પાછા વળ્યાં.

'પ્રહ્લાદ,' ચંદ્રા ધીમેથી ગંભીરતાપૂર્વક બોલી. 'તમે મને નહિ જ કહો ? આમ ને આમ આપણે શી રીતે જીવન પૂરૂં કરી શકીશું ?'

'કઇ કહેવાનું જ નથી, ચંદ્રા !'

'તો હું કહું ?' ચાલતાં ચાલતાં ચંદ્રા ઉભી રહી ગઇ. પ્રહ્લાદ પણ ઉભો રહી ગયો. 'તમને હવે મારામાં રસ રહ્યો નથી.'

'ના, માત્ર એમ તો નથી. પણ ઓછપ લાગ્યાં કરે છે અને દિવસે દિવસે વધુ લાગ્યાં કરે છે.'

'પણ તમે કહો તો મને ખબર પડે ! તમારા માટે હું ન કરી શકું એવું શું છે ? પ્રહ્લાદ ! તમે મને ચાહો છો તે હું જાણું છું. તમે મારા જ છો એવો મને પૂરો વિશ્વાસ છે પણ આમ ને આમ રહેશું તો સાથે રહ્યાં છતાં આપણી વચ્ચે માઇલોનું અંતર પડી જશે.'

'મને કંઇ ખબર નથી પડતી, ચંદ્રા ! માટે જ હું એકલો જવા માગતો હતો. ક્યાંક દૂર જઇ બધું સમજવા ને ઠીક થવા ઇચ્છતો હતો.'

'આજે ઘણા દિવસે મેં તમને ઉલ્લાસમાં જોયા. !' સહેજ થડકતા અવાજે ચંદ્રા બોલી.

'હા,' પ્રમિલા સાથે આવતો હતો, ત્યારે તને એવું લાગ્યું હશે. મને પણ એવું લાગે છે અને એટલે જ હું અહીંથી ભાગવા માગું છું. ચંદ્રા ! તું વિશ્વાસ રાખજે. મારા મનમાં બીજું કશું નથી.'

'મને વિશ્વાસ જ છે, મને તો એમ થાય છે કે તમારા ચિત્તની અશાંતિનું કારણ હું જ છું.'

બંને વાતો કરતા ઘર પાસે આવી પહોંચ્યાં. અંદર આવીને એમણે પાછી વાતો શરૂ કરી.

'પ્રમિલાએ કહ્યું તેમ આપણા લગ્ન-જીવનની પાનખર તો નહિ બેઠી હોય ?' ચંદ્રા બોલી.

'બેઠી હોય તો યે શું ? એ કંઇ ચિરકાળ થોડી જ ટકવાની છે ?'

'તમે આપણી આજની સ્થિતિ વિષે કંઇ જ નથી વિચારી શક્યા ?'

'ના.'

'કંઇક અસ્પષ્ટ તો વિચાર્યું હશે.'

'ક્યારેક એમ લાગ્યા કરે છે કે આપણા *સંવનન કાળે અને લગ્નના આરંભ કાળે* આપણામા ઉછળી ઉછળીને એકબીજાને મળવાની જે વૃત્તિ હતી તે ઓછી થતી જાય છે. એકબીજા વિના ચેન જ ન પડતું તે હવે નથી થતું અને ચંદ્રા !' પ્રહ્લાદ જરા અટક્યો 'સાચું કહું ? આ ફેરફાર મને તારામાં લાગે છે.'

ચંદ્રા પ્રહ્લાદ સામે જોઇ રહી. એનાથી એક અક્ષર પણ બોલાયો નહિ. પ્રહ્લાદ ચંદ્રાની આંખો જોઇ જરા પાછો પડયો. એ આંખોમાં કશું ચિંતન નહોતું, લાગણી નહોતી, વિચારનું પ્રતિબિંબ નહોતુ, એકલી સ્તબ્ધતા હતી.

* * *

પ્રમિલાનું પ્રેમભર્યું આમંત્રણ હતું પણ બંનેમાંથી કોઈએ એ યાદ ન કર્યું અને સવારની ગાડીમાં ચન્દ્રાના પિતાને ત્યાં જવા માટે બંને ઉપડ્યાં ચન્દ્રાનાં માતપિતા આ બંનેને જોઈ ખૂબ આનંદ પામ્યાં ચન્દ્રાની નાની બેન ઉર્મિલા પણ ખૂબ ખુશ થઈ આખા ઘરમાં આનંદનું વાતાવરણ પ્રસરી ગયું

છેલ્લા એક વર્ષ થયા ચન્દ્રા ત્યાં આવી નહોતી એટલે એ ત્રણ દિવસ તો એ એક વર્ષમાં નાના મોટા જે પ્રસંગો બન્યા હતા તેની જ વાતો થઈ એ વાતોમાં એક પણ વાત ગંભીર નહોતી એકબીજાએ એકબીજાને આનંદના સમાચાર જ આપ્યા ચન્દ્રાએ પોતાના સંસાર જીવનની વાત છૂપાવી બાકીની અનેક વાતો કહી સૌને ખૂબ ખુશ કરી દીધા આ બધામાં પ્રહ્લાદે પણ ઠીક રસ લીધો

આઠેક દિવસ સુધી વાતાવરણમાં ભરતી રહ્યા કરી પછી સામાન્ય જીવન શરૂ થયું પ્રહ્લાદ અને ચન્દ્રાના મોંમા ફરી પાછી એ ચિંતા પ્રસરવા લાગી હાસ્ય ઓછું થયું ગાંભિર્ય વધવા લાગ્યું માતાપિતાએ આ જોયું પણ એમને નવાઈ ન થઈ 'મોટાં થયાં' માની એ તો ઉલટા રાજી થયા ઉર્મિલાથી આ ગાંભિર્ય ન સહેવાયું ઉર્મિલા અઢાર વર્ષની, ચન્દ્રાની બીજી મૂર્તિ જેવી જ હતી એના રોમેરોમમાં ચેતન સ્ફુરતું હતું અને હોઠ ઉપર નિરંતર મંદમંદ હાસ્ય રમતું રહેતું ચન્દ્રાને એણે કોઈ દિવસ ગંભીર જોઈ જ નહોતી પ્રહ્લાદને પણ નીચી મુદ્રાએ ચાલતો એણે જોયો નહોતો એને આ બંનેનું ગાંભિર્ય અકળાવવા લાગ્યું

એક દિવસ ચન્દ્રા બા પાસે બેઠી હતી અને પ્રહ્લાદ ઘરના એક મોટા આયના સામે બેસી વિચારમાં ડૂબ્યો હતો ઉર્મિલા ધીમે પગે પ્રહ્લાદના ઓરડામાં આવી પ્રહ્લાદને ધ્યાન ન રહ્યો ઉર્મિના એક બાજુએ શાંતિથી ઉભી રહી પ્રહ્લાદનું મોં એ જોઈ શકતી હતી એ ઉપરથી ચિંતા પણ જોઈ શકતી હતી. પ્રહ્લાદનું મોં જોઈ ઉર્મિલાને લાગી આવ્યું એ ધીમે પગને એના પાછળ જોઈને ઉભી રહી આયનામાં પ્રતિબિંબ આવતાં જ પ્રહ્લાદ ચમક્યો મોં ઉપર ઓછું હાસ્ય લાવી એણે પાછળ જોયું ઉર્મિલા હસી નહી પણ ગંભીરમુખે ઉભી રહી

'કેમ, મારી મશ્કરી કરવા આવ્યા હતા?' પ્રહ્લાદે સ્વસ્થતા બતાવતા પૂછ્યું

એ પ્રશ્ન અને હાસ્ય પાછળ પ્રહ્લાદની દુખભરી ગંભીરતા છુપાઈ રહી હતી તે ઉર્મિલા એકીટશે જોઈ રહી

'કેમ, શું જૂઓ છો?'

'તમારૂં નાટક!'

પ્રહ્લાદ ચમકી ગયો. નાટકનો વેશ ને અભિનય ઉતરી ગયા મોં ઉપર દુખની ઘેરી રેખાઓ ફરી વળી થોડીક ક્ષણ મૌન વ્યાપી ગયું કોઈ કશું બોલ્યું નહિ–બોલી શક્યું નહિ

'ઉર્મિલા!' બહારથી ચન્દ્રાનો અવાજ આવ્યો પ્રહ્લાદ અને ઉર્મિલા ચમક્યા નિષ્કારણ ડર્યા ઉર્મિલા ત્યાંથી ખસીને દૂર ઉભી ચન્દ્રા હસતી હસતી અંદર આવી પ્રહ્લાદ ગંભીર મુખે એમ ને એમ બેસી રહ્યો ઉર્મિલાના મુખ ઉપર પણ ગંભીરતા હતી ચન્દ્રાના આશ્ચર્યનો પાર ન રહ્યો છતાં એણે હસીને કહ્યું

'ઉર્મિલા, ચાલતો બા પાસે, મઝાની વાત છે' ઉર્મિલા પણ હસી અને બંને બહેનો ઓરડાની બહાર નીકળી પ્રહ્લાદ એકલો પડ્યો 'ચન્દ્રાને શંકા ગઈ હશે?' એના મગજમાં પ્રશ્ન ઉઠ્યો આખા શરીરમાં એક કંપારી આવી ગઈ ખૂબ અકળામણ થવા લાગી

બહાર જવા માટે એ ત્યાંથી ઉઠયો. ઓરડા બહાર પગ મૂકે ત્યાં ચંદ્રા અને ઉર્મિલાને બહાર ઉંબરાંઉબરાંમાં ધીમેથી વાતો કરતાં એણે સાંભળ્યાં, એ થંભી ગયો. અયોગ્ય લાગ્યું છતાં ત્યાંથી ન ખસી શકયો.

'બેન, એ બહુ દુઃખી લાગે છે.' ઉર્મિલા બોલતી હતી.

'હું જાણું છું પણ મને એમનું દુઃખ સમજાતું નથી. ઉર્મિલા તને ખબર પડશે? તું એમનાં અંતરના ઘાવ પારખી શકીશ?'

પ્રહ્લાદનાં મનમાંથી ભય અને શંકા સરી પડયાં.

'પણ બેન, સંભાળજે. એમણે મને કહ્યું કે મારામાં હવે લાગણીનો થનગનાટ નથી. તારામાં એવો થનગનાટ એમને કદાચ લાગશે.....'

પ્રહ્લાદ ધ્રૂજવા લાગ્યો.

'એમની વાત પછી મને થાય છે કે લગ્નકાળની જ રસમસ્તી એમનામાં રહી છે. મારો મસ્તીનો કાળ પૂરો થયો છે અને પ્રેમનો શાંત પ્રવાહ જ હવે મારા જીવનને દોરે છે.'

પ્રહ્લાદથી ન સંભળાયું, ન ઉભું રહેવાયું. એ પાછો વળ્યો અને ખુરશી ઉપર ઢગલો થઈને પડયો. બંને બેનો વચ્ચેની વાતના સ્વરો એના કાનમાં અથડાતા હતા પણ કશું જ સ્પષ્ટપણે સમજાતું નહોતું.

*　　　*　　　*

અર્ધી રાત વીતી ગઈ હતી, નિરવ શાંતિમાં આખું ગામ ડૂબેલું હતું. ઘરનાં બધાં ઘસઘસાટ ઉંઘતા હતાં એક પ્રહ્લાદ પોતાની પથારીમાં આળોટયા કરતો હતો, એનાં ચિત્તમાં શાંતિ નહોતી. આંખમાં ઉંઘ નહોતી. આમથી તેમ પડખાં ઘસતો એ ઉંઘવા પ્રયત્ન કરતો હતો. એને કોઈ સતાવી રહ્યું હતું. એની છાતીને કોઈ ભીંસી રહ્યું હતું. એનાં હૃદયને કોઈ આવરી રહ્યું હતું. પ્રહ્લાદે દુ:ખ અસહ્ય થતું હોય એમ એક નિ:શ્વાસ મૂકયો. પથારીમાં ઉંધો થઈને સૂતો, મોં ઢાંકી દીધું. શરીરને શિથિલ બનાવી મૂકયું. પણ થોડીક ક્ષણોમા, ફરીને અંગે અંગે આગ પ્રગટી હોય એમ એ બેઠો થઈ ગયો. વિકળ નેત્રે એણે ચારે કોર નજર ફેરવી. બારીમાંથી પાછલી રાતના ચંદનું અજવાળું આવતું હતું. ઓરડાની એકેએક ચીજ સ્પષ્ટ દેખાતી હતી. પોતા સિવાય ઓરડામાં બીજું કોઈ નહોતું એણે ધબ લઈને પથારીમાં પડતું મૂકયું અને સૂવા માટે ફરી ફાંફાં મારવા શરૂ કર્યા.

સવાર સુધી એની એ જ દશા રહી. સવારે એની આંખો લાલ અને ભારે દેખાતી હતી, એ પથારીમાં જ જાગતો પડયો રહ્યો. ઉર્મિલાએ આવી એની પથારીમાં દાતણ મૂકયું. દાતણ મૂકી એ તુરત પાછી વળી. પ્રહ્લાદે એને રોકવા હાથ સહેજ લાંબો કર્યો અને ખેંચી લીધો. ત્રુટતા અવાજે એનાથી બોલી જવાયું: 'ઉર્મિલા!'

ઊર્મિલા પાછી વળી.

'કેમ!'

'કંઇ નહિ, હં, ચંદ્રા ઉઠી છે!'

'અમે તો બે કલાક થયાં ઉઠયાં છીએ. તમારી પેઠે આળસુ નહિ તો.' ઊર્મિલા હસતી હસતી બોલી અને જવા લાગી.

'કેમ ઉતાવળાં થાવ છો? બેસોને જરી.' પ્રહ્લાદ ભારે અવાજે બોલ્યો.

ઊર્મિલાને આ અવાજ અસ્વભાવિક લાગ્યો. પ્રહ્લાદની આંખમાં પણ ઘેન જણાયું. છતાં એ બાજુમાં પડેલી ચટાઇ નજીક લઇને બેઠી. પ્રહ્લાદ પથારીમાં બેઠો થયો.

'તમે આજ કેમ વિક્ષિપ્ત જણાવ છો?' ઊર્મિલાએ પ્રશ્ન કર્યો.

'હું–હું ! ના, ના...રાત્રે ઉંઘ નથી આવી એટલે જ તમને એમ લાગતું હશે !'

અવાજમાં ધ્રૂજારી હતી તે ઊર્મિલા જોઈ રહી

'તમને ને ચંદાને હમણાં નથી ફાવતું ?' ઊર્મિલાએ પ્રશ્નનું બીજું તીર છોડ્યું.

'કોણે કહ્યું ?' અવાજમાં ગભરામણ સ્પષ્ટ જણાઈ આવતી હતી

'હું જોઉં જ છું ને !'

'ઊર્મિલા !' બહારથી બાનો અવાજ સંભળાયો, ઊર્મિલા તુરત જ ઉઠી અને હસતા હસતાં બહાર જતી રહી

ઊર્મિલા ગઈ પ્રહ્લાદની ગભરામણ કંઈક ઓછી થઈ. 'અમને નથી ફાવતું ! હા, નથી ફાવતું.' એના મનમા વિચારો ઘેળાવા લાગ્યા 'શા માટે ?...ચંદાના પ્રેમનો શાંત પ્રવાહ ! .. અને ! ........." ત્રુટક વિચારો શરૂ થયા 'ઊર્મિલામા યૌવન છે, તેજ છે, થનગનાટ છે .. પણ ..' ચંદાના શબ્દો કાનમા ખીલાની પેઠે ઠોકાવા લાગ્યા 'પણ બેન, સંભાળજે !' પ્રહ્લાદ ધ્રૂજી ઉઠ્યો 'આ શું પ્રહ્લાદ ?' પોતાની જાતને પડકાર થયો. 'હું...હું કયાં જઈ રહ્યો છું ? ચંદા ,ચંદા...આ તો બેવફાઈ–વિશ્વાસઘાત ! ..'

વિચારમા આગળ વધે ત્યાં ઊર્મિલા આવી એના હાથમાં એક કાગળનો કટકો હતો કંઈ પણ બોલ્યા વિના પ્રહ્લાદની પથારીના કાગળ મૂકી એ ચાલતી થઈ પ્રહ્લાદે ધ્રૂજતા હાથે કાગળ ઉપાડ્યો ને વાંચવા માંડ્યો

'હું આવી ત્યારે તમારી આંખમાં ઘેન હતું શબ્દોમા ભાર હતો. અંગમા કંપારી હતી તમે મારા મોટાભાઈ છો ચંદા તમારા માટે ઝૂરે છે એનો !'

આટલા જ શબ્દો હતા. પ્રહ્લાદ ઉઠયો અને એ જ સ્થિતિમાં ઊર્મિલા અને ચંદા પાસે જવા તૈયાર થયો. એક ક્ષણમાં અનેક વિચારો મગજમા ફરી વળ્યા. ઉતાવળે પગલે એ બાજુના ઓરડા તરફ વળ્યો એના કાને શબ્દો અથડાયા.

'તારે એવું નહોતુ લખવું. એમનું હૃદય ભાંગી પડશે ચિત્તની લાગણીઓને ફેરવવાનું કામ એમ ન થાય, ઊર્મિલા ! તેં સારૂ કરવા જતા ખૂરૂં કરી નાખ્યુ હું હવે એમને સમજી ગઈ છુ, એમનુ દર્દ પણ પારખી ગઈ છુ હું એમને સાચે રસ્તે વાળી લેત. તારે આમ નહોતુ કરવુ જોઈતું ઊર્મિલા !'

પ્રહ્લાદે પડી ન જવાય માટે દીવાલનો ટેકો લીધો. એની આંખે અંધારા આવવા લાગ્યા

'એમને કયાંથી ખબર હોય કે જીવનભર રમતી મસ્તી ન રહી શકે ? એ રીતે તો જીવન તૂટી જાય ભાંગેલા વહાણના જેવી દશા થાય. પ્રેમનો ઘુઘવાટ તો અલ્પકાળ રહે, શાંત સરોવરની ગંભીરતા જીવનભર ટકે. ઊર્મિલા ! બેન ! હું એમને સમજાવી લેત. એમના અંતર હૃદયને ધીમે ધીમે શાંત કરી દેત. એમના ઉછળતા વેગને શમાવી દેત.... '

લથડતા પગે પ્રહ્લાદ ઓરડામાં દાખલ થયો. બંને બહેનો ચમકી ગઈ. ચંદા એકાએક ઉઠીને પ્રહ્લાદની નજીક આવી પ્રહ્લાદે બોલવાનો પ્રયત્ન કર્યો પણ ગળે ડૂમો ભરાયો. એનું માથું ચંદાના ખભા ઉપર ઢળી પડયું. એક હાથે માથું દબાવી બીજે હાથે ચંદા પ્રહ્લાદનો વાંસો પંપાળવા લાગી

તાપ નહોતો, થનગનાટ નહોતો, ઉકળાટ નહોતો, શિતળતા હતી, શાંતિ હતી છતા પ્રહ્લાદના પ્રાણ એ સ્પર્શે જાગવા લાગ્યા થીજી ગયેલી આંગળીઓમાં ચેતના આવી અને હૃદયવીણા ફરીને ઝણઝણી ઉઠી

એ હૃદયવીણનું મૂક સંગીત ઊર્મિલા સાંભળી રહી હતી

# ડોસીના વીંઝણા

રમણિક અરાલવાળા

: મિશ્રજાતિ :

સોહામણા સૂરત સ્ટેશનેથી
ખજૂરીના નાજુક વીંઝણા ત્હને !
હતો ખરીદ્યો જમુનાજી જાતાં
મુસાફરીના તનતાપ ટાળવા.
નિહાળતાં નિત્ય નિસર્ગબાગ,
સ્થાપત્ય જે શિલ્પતણા સુહાગ,
ગમ્યું ઘણું તે જડી મુગ્ધ હૈયે
ફર્યાં પછી ચોમડ તીર્થમાં અમે.

નિહાળું હાવાં ઘર આવી ત્હારી
ચૂંથાયલી નિષ્ક્રિય ચારૂકાયા,
'ફેંકો હવે' સર્વ કહે છતાં આ
હૈયેથી છૂટે નવ ત્હારી માયા-

પંખા પડયા સુન્દર છાજલી પરે
ઝૂલે ભરેલા વહુઆરૂઓએ,
મ્હારે નકામા મરવાની રાહે
જીવી રહી હું અળખામણી બલા.

દહ્લા વિતાની હું બની છું ડોસી,
આશા ધરી સર્વ રહ્યું હું પોષી;
થોડીઘણી સીલક તે ય કાલે
ગંગાજીના પૂજનમાં પુરી થશે.

ને કારમી કાળતણી તરાકમાં
કંતાઇને પૂણી સમાન કાયા,
થશે પથારીવશ જીર્ણ ખાટલે,
અંધારીયા એકલ ઓરડામહીં.
મોઘા થશે ત્યાં પદઘોષ પુત્રના,
એ.જે રમાડયાં નહિ બાળ આવશે
પાણી ય પાવા, પરગામી પુત્રીઓ
પત્રો લખી ગાઠવશે ન ચાલે,
'લાચાર છું માડી ! રજા ન આલે'

અખંડ મૌન સહવાનું ત્યારે
વ્હાલા તણું વર્તન મર્મવેધી.
મોઘો હશે માનવલોક સારો,
એથી ય મોઘો યમનો સહારો.

એ ઓશિયાળા અણખૂટ જીવને
ખજૂરીના નિષ્ક્રિય વીંઝણા તું
પાસે રહી અંતરતાપ ટાળજે
જગાડી મીઠા સ્મૃતિના સમીરો.

# સ્મરણ

નંદલાલ જોષી

: પૃથ્વી :

ત્હમે સ્મરણ ફૂરતાં શીદ અહીં મ્હને ઊડતાં ?
વહાવી ચખબિન્દુ સ્થિર દિલને હલાવી જતાં !
સુંદર સ્વજનો રળ્યાં, તજી દઇ મીઠી ગોઠડી
પ્રિયા નયનની, અને ઉર-સતારતંત્રી બધી
વિછોડી વિખુરો પડી, વિજનપંથનો પંથી હું
રહ્યો ધમધમરી ઝુંદર ક્ષિતિજાન્ત ઓળંગવા.

નિશા તિમિર ઊભરે, ગગન મેઘધંટા બજે,
મહા મરુતગાજ તાણ્ડવ પ્રચંડ માંડે, અને
તુફાની દળ શ્યામ વાદળ તણાં પયે ત્રાટકે !
બનાવી દિલ વજ્રનું ધસી રહું જ ધ્યેય પ્રતિ
તદા સ્મરણ પ્રિયનાં શીદ મ્હને પીગાળી જતાં ?,
ભલે સ્મરણ હો ત્હમે સ્વજનનાં, ન આવો હવે
ચહું ન સ્મૃતિ પાંગળી ડગમગાવતી ધ્યેયને.

તા. ૨૭-૬-૩૬

# કાશી વિદ્યાપીઠ

આછો પરિચય :

એક વિદ્યાર્થી

"અધ્યાત્મવિદ્યાના પાયા ઉપર ભારતીય સભ્યતાનો વિકાસ સાધવો ભારતમાં વસેલી બધી જાતિઓને ભારતીય સમાજમાં યોગ્ય સ્થાન આપવું તથા ભારતમાં પ્રચલિત થયેલા આચારવિચારનો યોગ્ય સમન્વય સાધવો, સ્વાધીનતા અને સ્વદેશપ્રેમના ભાવની સાથે લોકસેવા અને વિશ્વબંધુત્વની ભાવનાનો પ્રચાર કરવો તથા સંસારના પ્રાચીન અને અર્વાચીન શાસ્ત્ર, હુન્નર કલા, જ્ઞાન, વિજ્ઞાન વગેરેની વૃદ્ધિ અને પ્રચાર અર્થે પ્રયત્નો કરવા"

## સ્થાપના

આવો ઉદ્દેશ ધારણ કરી અસહકારયુગમાં આ વિદ્યાપીઠ હસ્તીમાં આવી આજ તો એ વાતને સોળ વર્ષ વીતી ગયાં છે સોળ વર્ષમાં વિદ્યાપીઠે અનેક રંગો જોયા છે રાષ્ટ્રીય જીવનના ભરતી ઓટની સાથે સંસ્થામાં પણ ભરતી-ઓટ થયા કરે છે અને ભારે મંદીના દિવસોમાં પણ રાષ્ટ્રની નાડીઓમાં પ્રાણના ધબકારા માલુમ પડે છે તેમ જ વિદ્યાપીઠમાં પણ એનો એ જ પ્રાણ રહ્યો છે. કેટલાકીના અનેક પ્રસંગોએ ખાત્રી આપી છે કે વિદ્યાપીઠ જીવંત સંસ્થા છે ૧૯૨૦–૧૯૨૧માં હિન્દની ભૂમિમાં જે બીજ વવાયું એ જ તેજસ્વી બીજ આજસુધી સંસ્થાના મૂળમાં પડ્યું છે તેની સાબીતી બીજું કોઈ તો ઠીક પણ સંયુક્ત પ્રાંતની સરકાર પણ આપશે એ બીજમાંથી જે ફળો નિપજ્યા છે તે વિદ્યાપીઠની નજીક રહેનારાઓ જાણે છે, વાચનાર આ પરિચયથી સહેજમાજ જાણી શકશે

કાશી બહુ પ્રાચીન સ્થળ છે એ આપણા દેશનું તિર્થક્ષેત્ર જ નથી વિદ્યાક્ષેત્ર પણ રહ્યું છે એથી જ ભારતભૂષણ માલવીજીએ ત્યાં 'બનારસ હિંદુ યુનીવર્સીટી'ની સ્થાપના કરી છે. અસહકારયુગ પહેલાં જ નવીન શિક્ષણના વિચારો ત્યાંના વિદ્યાપ્રેમી સજ્જનોને કંઈક કરવા માટે પ્રેરી રહ્યા હતા એ માટે થોડાક પ્રયત્નો પણ થયા હતા એ અરસામાં જ આખા દેશમાં રાષ્ટ્રિયતાનું મોજું ફરી વળ્યું કન્યાની

મહાસભાએ અસહકારનો ઠરાવ કર્યો. આખા દેશમાં ત્રિવિધ બહિષ્કારનું આંદોલન ઉપડ્યું. રાષ્ટ્રિય રંગે રંગાએલાં માબાપોએ પોતાના બાળકોને સરકારી શાળાઓમાથી ઉઠાડી લીધા. લડાઇના રણશીંગાથી જાગી ગયેલા સેંકડો જુવાનોએ શાળા-કોલેજો છોડી દીધી. આજના આપણી મહાસભાના મહામંત્રી આચાર્ય કિપલાનીજીએ ત્યારે લડતમાં ઝૂકાવી દીધુ હતુ. એમણે પોતાની અગ્નીઝરતી જબાનમા વિશ્વ-વિદ્યાલયના વિદ્યાર્થીઓને પડકાર કર્યો અને થોકબંધ વિદ્યાર્થીઓ મેદાનમાં આવ્યા. એ બધા વિદ્યાર્થીઓને લઇ ઇશ્વરગંગી તળાવના કિનારા પર એક મકાન લઇ આચાર્યજીએ વિદ્યાલય શરૂ કર્યું. એ સંસ્થાનું ત્યારનું નામઃ ગાધી આશ્રમ. એ દિવસોમા જ પૂ. ગાધીજીએ બાબુ ભગવાનદાસ ઉપર એક પત્ર લખી જણાવ્યુ કે 'મારી એવી ખાત્રી થઇ ચુકી છે કે બનારસમાં એક વિદ્યાપીઠ સ્થાપવાનો અવસર આવી પહોચ્યો છે.' આવી પ્રેરણાની જ રાહ જોવાતી હોય એમ બનારસના રાષ્ટ્રિય કાર્યકરો અને વિદ્યાપ્રેમીઓ એકઠા મળ્યા, સ્થિતિ, સંયોગોનું અવલોકન કર્યું અને વિદ્યાપીઠની સ્થાપના કરવાનો નિશ્ચય જાહેર કર્યો.

વિદ્યાપીઠની ઉદ્‌ઘાટન ક્રિયા બીજું કોણ કરે? ગાધીજીને આમંત્રણ મોકલવામા આવ્યુ અને રાષ્ટ્રના સુકાનીઓ સમા પંડિત મોતીલાલ નહેરૂ, મૌલાના મહમદઅલી, મૌલાના અબુલ કલામ આઝાદ, શ્રી જમનાલાલ બજાજ, આપણા રાષ્ટ્રપતિ જવાહરલાલ વગેરેની હાજરીમા ગાધીજીએ સંસ્થાની ઉદ્‌ઘાટન ક્રિયા કરી.

## પ્રથમ દર્શન

૧૯૩૪ સુધી આ વિદ્યાપીઠનું મેં નામ જ સાભળેલુ, એથી વધુ હું કશું જ જાણતો નહોતો આચાર્ય નરેન્દ્રદેવ વિષે પણ મને કશી માહિતી નહોતી પહેલવહેલા મેં એમને મુબઇ મહાસભામાં સાંભળ્યા. ત્યારપછી એમના વિષે મને વધારે જાણવાનું મળ્યું. ગુજરાત મહાસભા સમાજવાદી પરિષદનું પ્રમુખસ્થાન લેવા ગુજરાત-માં આવ્યા ત્યારે તો એમના વિષે હું ઠીક જાણતો થઇ ગયો. એ દિવસોમાં જ હુ કોઇ રાષ્ટ્રિય શિક્ષણસંસ્થામાં અભ્યાસ કરવા જવાનુ વિચારતો હતો. એમનો પરિચય થયાં પહેના 'કાશી વિદ્યાપીઠ'મા જવાનું હુ લગભગ નક્કી કરી ચૂક્યો હતો અને પરિષદ પછી થોડાજ દિવસોમાં બે મિત્રો સાથે હું ત્યાં ઉપડી ગયો. શરૂઆતમાં તો 'શાતિનિકેતન'મા જવાની ઇચ્છા કરેલી પણ મારામા કલા કરતા રાષ્ટ્રીયતાનું તત્ત્વ વધારે હતુ એટલે બંને સંસ્થાઓની વાતો સાભળ્યા પછી કાશી વિદ્યાપીઠનુ જ આકર્ષણ બળવાન બન્યું

બનારસ છાવણીના સ્ટેશનથી જરાક આગળ જ 'વિદ્યાપીઠ રોડ' આવે છે અને એ રસ્તા ઉપર જ બે મજલાનું એક લાબું ને ભવ્ય મકાન છે તે 'કાશી વિદ્યાપીઠ.' આપણી બાજુ જે આ સસ્થા વિષે નથી જાણતા તેઓ 'કાશી વિદ્યાપીઠ' ને 'હિંદુ યુનીવર્સીટી'નું ગુજરાતી કે હિંદી નામ જ સમજે છે. જ્યારે એ બંને સંસ્થા જૂદી છે. 'કાશી વિદ્યાપીઠ' સપૂર્ણ રાષ્ટ્રીય સંસ્થા છે. જેમ આપણી 'ગુજરાત વિદ્યાપીઠ.'

અમે પહોચ્યા ત્યારે ત્યા રજાઓ ચાલતી હતી એટલે અધ્યાપકોમાથી કોઇ નહોતું. થોડાક વિદ્યાર્થીઓ હતા તેમની પાસેથી જાણ્યુ કે 'ગૃહપતિજી ખૂબ સારા છે, ભલા છે, માત-પિતાને પણ ભૂલાવે એવા છે' અમે દક્ષિણા-મૂર્તિના વાતાવરણમાંથી આવતા હતા એટલે અમે એવી આશાઓ રાખી જ હતી.

વિદ્યાપીઠનુ મકાન વિશાળ છે. નીચે મોટા મોટા ૭ ઓરડા, ઉપર આજુબાજુ બે ઓરડા

અને વચ્ચે મોટી બેરેક જેવડો લાંબો ઓરડો સામેની બાજુએ પણ છ મોટા ઓરડાની હાર. પાસે જ એક રમતનું મોટું મેદાન મને થયું કે રમવાની ને ફરવાની તો ખૂબ મઝા આવશે આ મકાનને મેં વિશાળ કહ્યું તે મારા મનમાં એના નાનાપણા વિષેની કલ્પનાને લઈને જ, બાકી 'હિંદુ યુનીવર્સીટી' પાસે તો આ બાળક પણ ન લાગે, પણ એ તો જ્યાંસુધી આપણી સરકાર ન સ્થપાય ત્યાંસુધી થોભવાનું જ

બીજે દિવસે મે વિદ્યાપીઠનું વાચનાલય અને પુસ્તકાલય જોયું મારે કહેવું જોઈએ કે ત્યાર પહેલા આવું સમૃદ્ધ વાચનાલય કે પુસ્તકાલય મે જોયુ નહોતું હિંદના દરેક પ્રાંતમાંથી નીકળતા એકેએક સારા અંગ્રેજી અને હિંદી દૈનિકો, એક આંતરરાષ્ટ્રિય દૈનિક, એ ઉપરાંત સાપ્તાહિકો, માસિકો, ત્રિમાસિકો તો અનેક રાજકારણ, અર્થશાસ્ત્ર સમાજશાસ્ત્ર, માનસ શાસ્ત્ર, આંતરરાષ્ટ્રિય પ્રશ્નો ઇત્યાદિ દરેક વિષય ઉપરનું એક એક વિશિષ્ટ માસિક તો ખરું જ આ જોઈ મારૂં મન પ્રસન્ન થઈ ગયું પણ મે જ્યારે પુસ્તકાલય જોયુ ત્યારે તે મને થયુ કે પાંચેક વર્ષ આ મારણાં મધ્ય કરીને જ બેસી જાઉં. પુસ્તકાલયમાં હિંદી, અંગ્રેજી, બંગાળી, ગુજરાતી, સંસ્કૃત ઇત્યાદી ભાષાઓના ચૂંટેલા વીસ હજાર કરતા વધુ પુસ્તકો એક લાખ રૂપિયા ઉપરની કિંમતના છે ખાસ કરીને ઇતિહાસ, અર્થશાસ્ત્ર રાજકારણ, તત્ત્વજ્ઞાન વગેરે વિષયોને લગતા, રશિયન સાહિત્ય જાતિય સાહિત્ય અને માનસશાસ્ત્ર અંગેના પુસ્તકો ઘણા છે ને દર વરસે એમાં વધારો થયા કરે છે આ પુસ્તકાલયને શ્રી બનારસીદાસ જૈની, શ્રી ઉમેદસિંહ સુમરીનાથ, આચાર્ય નરેન્દ્રદેવ, શ્રી ભગવાનદાસજી, શ્રી પ્રકાશજી, ઇન્ટર નેશનલ લેબર ઓફીસ સ્વામી કૃષ્ણાનંદ ગિરિ તથા કુમારી સિલિયન એડગર તરફથી વારંવાર પુસ્તકો ભેટ આપવામાં આવે છે

વિદ્યાપીઠનું મકાન, વ્યાયામની અને ફરવાની સગવડો, પુસ્તકાલય અને વાંચનાલય, શૌચ, સ્નાનાદિની સગવડો, વગેરેથી અમને ખુબ આનંદ થયો પણ રસોડાનું દર્શન કરતા જ અમને જેલ યાદ આવી અમારા લખાનો અર્ધો ઉત્સાહ ઓસરી ગયો કટાણે મોઢે અમે જમવા બેઠા અને જેલના ભુલાઈ ગયેલા દિવસોને યાદ કરી હસવાના પ્રયત્નો કર્યા. અમને ચિંતા થવા લાગી કે અહીં આ ખોરાકમાં દિવસો કેમ જશે!

બે ત્રણ દિવસ પછી ગૃહપતિ આવ્યા અને અમને પહેલો જ પ્રશ્ન પૂછ્યો "**यहांका भोजन तो शायद अच्छा नहिं लगता होगा**" અમે માથું હલાવી હા પાડી પણ અમારો ઉત્સાહ બતાવવા માટે ઉમેર્યું કે "**धीरे धीरे आदत हो जायगी**" પણ એ આદત ન જ પડી અમારા આવ્યા પછી બીજા ગુજરાતી વિદ્યાર્થીઓ પણ આવ્યા હતા એ બધા ભોજનથી ત્રાસવા લાગ્યા બે ભાઈઓ તો બિમાર પણ પડી ગયા બે ભાઈઓ થાકીને પાછા ગયા આમ આ વિદ્યાપીઠમાં ગુજરાતીઓ માટે અગવડનો પ્રશ્ન હોય તો માત્ર ભોજનનો સંચાલકો આ અગવડ દૂર કરવા ઘણા પ્રયત્નો કરે છે પણ રસોઈયાને રસોઈ જ આવડે નહિ ને! અને ત્યાંની અત્યંત ગરીબાઈમાં વધુ ખર્ચ તો પોસાય જ નહિ એ બાજુના વિદ્યાર્થીઓને તો કશી મુશ્કેલી આવતી જ નથી, એમને તો સરસ રીતે ફાવે છે એમના મોટા પુડકા, જે અમને તો સાવ કાચાં જ લાગે તે તેઓ હોંસે હોંસે ખાઈ જાય અમે ટુકડાને વધારે પકાવીએ તો ઉલટું એમને આશ્ચર્ય થય વિદ્યાપીઠના સંચાલકોને ગુજરાત અને મહારાષ્ટ્રના વિદ્યાર્થીઓને ફાવે એવું ભોજન આપવાનો પ્રશ્ન એ મોટો પ્રશ્ન થઈ પડયો છે તેઓ ફેરફાર કરે છે પણ એ બાબતમાં તુરતમાં જ મહત્ત્વનો ફેરફાર થઈ જાય એવો સંભવ નથી લાગતો

## કાર્ય વિભાગો અને પરિણામ

કાશીનગરીના હજારો નરનારીઓની હાજરીમાં વેદમંત્રો અને કુરાનની આયાતોની વચ્ચે જે સંસ્થાની સ્થાપના થઇ અને જેનો હેતુ હિંદી સભ્યતાનો વિકાસ કરવાનો છે તે સંસ્થાના કાર્ય વિભાગો આ પ્રમાણે છે. **મહાવિદ્યાલય વિભાગ:** જેમાં ઉચ્ચ કેળવણી આપવામાં આવે છે અને વિનિત અથવા મેટ્રીક થયેલ વિદ્યાર્થીને દાખલ કરવામાં આવે છે. ચાર વર્ષનો અભ્યાસક્રમ રાખવામાં આવ્યો છે. અંગ્રેજી, સંસ્કૃત, હિંદી આદિ ભાષાઓ, સમાજશાસ્ત્ર, ઈતિહાસ, રાજકારણ, અર્થશાસ્ત્ર તથા પૂર્વ અને પશ્ચિમની પ્રાચીન અને અર્વાચીન ફિલસુફી વગેરે વિષયો શિખવવામાં આવે છે.

**કુમાર વિદ્યાલય વિભાગ** જેમાં માધ્યમિક કેળવણી અપાય છે. અને શિવણ, સુથારીકામ આદિ ઉદ્યોગો શિખવાના હોય છે. આ ઉપરાંત **પ્રકાશન વિભાગ** અને **રાષ્ટ્રભાષા પ્રચાર વિભાગ** પણ છે

છેલ્લાં સોળ વર્ષોથી આ સંસ્થા પોતાના ધ્યેયને પ્રાપ્ત કરવા માટે જે પ્રવૃતિઓ કરી રહી છે તેના પરિણામોનો પુરો ખ્યાલ માત્ર આંકડાઓ ઉપરથી ન આવી શકે. સમગ્ર ભારતવર્ષના રાષ્ટ્રિયજીવનના ઘડતરમાં એ સંસ્થાનો શો હિસ્સો છે, સંયુક્ત પ્રાંતને ઘડવામાં એનો શો ફાળો છે વગેરે કયા માપથી માપી શકાય? આપણે ગુજરાત વિદ્યાપીઠની સિદ્ધિ માટે પણ કેટલાક આંકડાઓ મૂકી શકીએ? આપણે ક્યાં નથી જાણતા કે નવગુજરાતને ઘડવામાં મહાસભા પછી કોઈ સંસ્થાને ફાળે વધુમાં વધુ યશ જતો હોય તો એ સંસ્થા ગુજરાત વિદ્યાપીઠ છે. એ રીતે કાશી વિદ્યાપીઠનું સ્થાન સંયુક્ત પ્રાંતમાં છે કે નહિ તે હું બરાબર નથી જાણતો પણ આ દેખાઇ આવે એવાં થોડાંક પરિણામો ઉપરથી મને લાગે છે સંયુક્ત પ્રાંતમા રાષ્ટ્રિય જાગૃતિ આણનારાં બળોમા આ સંસ્થાનું મહત્વનું સ્થાન હશે જ. એનાં દેખાય એવા પરિણામો આ રહ્યાં.

રાષ્ટ્રિય આંદોલનમાંથી જન્મ પામેલી સંસ્થાઓ દેશની જાગૃતિની પારાશીશી જેવી રહી છે. કાશી વિદ્યાપીઠનુ પણ એવુજ બન્યું છે. અનેક ભરતીઓટમાંથી પસાર થઇ એ પોતાના માર્ગે આગળ વધતી રહી છે. ૧૯૩૧-૩૨ માં સરકારે મકાન જપ્ત કર્યું હતું અને એનાં પરિણામે અઢી વર્ષ સુધી સંસ્થા બંધ રહી હતી. એ સિવાયનાં વર્ષોમાં આ સંસ્થાની નીચે કેટલીક શિક્ષણ સંસ્થાઓએ કામ કર્યું છે અને તેમાં પ્રયાગની વિદ્યાપીઠ, કાશી કુમાર વિદ્યાલય અને તાડીખેત પ્રેમ વિદ્યાલય મૂખ્ય રહ્યા છે. વિદ્યાપીઠમાથી આજ સુધીમાં ત્રીસેક જેટલા શાસ્ત્રીઓ (સ્નાતકો) બહાર પડયા છે, જેમાંના મોટા ભાગના શાસ્ત્રીઓએ દેશસેવાને જ પોતાનુ જીવનધ્યેય બનાવ્યું છે અને આજે સેવાના વિવિધ કાર્યક્ષેત્રોમાં તેઓ કામ કરી રહ્યા છે. આ સોળ વર્ષમાં જેટલીવાર રાષ્ટ્રિય સંગ્રામ અને તેને લગતી મહાસભાની હિલચાલ થઈ તેટલીવાર સંસ્થાના અધ્યાપકવર્ગે અને વિદ્યાર્થીવર્ગે એકસરખો હિસ્સો આપ્યો છે. ઘણાખરા વિદ્યાર્થીઓએ અને અધ્યાપકોએ જેલની મિજમાની માણી છે, એક વાર નહિ પણ ઘણીવાર.

આ ઉપરાંત વિદ્યાપીઠના વિદ્યાર્થીઓમાંથી ત્રણ કે ચાર વિદ્યાર્થી ફ્રાન્સ, જર્મની આદિ દેશોમાં જઇને વિદ્યાભ્યાસ કરી આવ્યા છે વિદ્યાપીઠના એક વિદ્યાર્થી શ્રી. ચંદ્રદત્ત શાસ્ત્રી ફ્રાન્સ જઇને પેરીસ યુનીવર્સીટીની 'ડોક્ટર ઓફ લીટરેચર'ની પદવી લઇ આવ્યા છે. શ્રી. બાલકૃષ્ણ કેળકરજી પણ ફ્રાન્સમાં ત્રણ વર્ષ અભ્યાસ કરી આવ્યા છે. વિદ્યાપીઠનાં બીજા બે શાસ્ત્રીઓ શ્રી. ઇન્દ્રબહાદુરસિંહ અને શ્રી. મદન.રાયજીએ જર્મનીમાં

પી. એચ. ડી. ની પદવી મેળવી છે. વિદ્યાપીઠના એક શાસ્ત્રીએ ઇટલી–એબીસીનીયન યુદ્ધ વખતે એબીસીનીયામાં લડાઇનાં ક્ષેત્ર ઉપર રહીને ખબરપત્રોનું કામ બહુ સુંદર રીતે બજાવ્યું છે. શ્રી ગુણવંત દેશમુખ ઝેકોસ્લોવાકીયામાં રહીને રંગાટ, વણાટ અને કાંતણનું કામ શીખી આવ્યા છે.

પ્રકાશન વિભાગ તરફથી આજ સુધીમાં જુદા જુદા વિષયો ઉપર ચૌદ પુસ્તકો પ્રગટ થયાં છે. તેમાં પ્લુટાર્કના જીવનચરિત્રોના અનુવાદ, ટ્રોટસ્કીનું જીવન અને આચાર્યશ્રીએ લખેલું 'લેનીન કા સામ્રાજ્યવાદ' મુખ્ય છે. છેલ્લું પુસ્તક જપ્ત કરવામા આવ્યું છે.

ઉદ્યોગમાં આજસુધીમાં કાંતણ, પીંજણ, વણાટ આદિ ખાદીકાર્ય અને એ સિવાય શીવણ અને સુથારી કામ થયું છે. છેલ્લા બે ઉદ્યોગોમાંથી થોડાક વિદ્યાર્થીઓએ અર્થપ્રાપ્તિ પણ કરી છે.

હિન્દી–કોવિદ્‌નો ત્રણ વર્ષનો અભ્યાસક્રમ છે, તેમા ચાળીસેક જેટલા વિદ્યાર્થીઓ ઉત્તીર્ણ થયા છે અને એમાના મોટો ભાગ દક્ષિણ હિન્દમા હિન્દી પાઠશાળાઓમા શિક્ષકનું કામ કરી રહ્યો છે.

આ ઉપરાંત સેવાની નાની મોટી તકોનો વિદ્યાર્થીઓએ પૂરેપૂરો ઉપયોગ કર્યો છે. બિહાર ધરતીકંપ વખતે વિદ્યાપીઠ ઘણાનું આશ્રયસ્થાન હતી અને કાશામા અન્ન, વસ્ત્ર અને નાણાં ઉઘરાવવાની વ્યવસ્થા વિદ્યાપીઠે જ કરી હતી. છેલ્લે છેલ્લે લખનૌ મહાસભામા, મેરઠ ગાંધી આશ્રમની સાથે મળીને વિદ્યાપીઠના વિદ્યાર્થીઓ અને અધ્યાપકોએ કલામંદિર અને મંડપો વગેરે ઉભા કરવાનું, શણગારવાનું, સાચવવાનું અને વ્યવસ્થાનું લગભગ તમામ કામ કર્યું હતું.

સંયુક્ત પ્રાંતના રાજકિય જીવનમાં વિદ્યાપીઠનું શું સ્થાન છે એ કહેવા જેટલુ મારું જ્ઞાન નથી. પણ હમણાં જ સંયુક્ત પ્રાંતની રાજકિય પરિષદના પ્રમુખસ્થાનેથી આચાર્ય નરેન્દ્રદેવે થોડાક શબ્દો ઉચ્ચાર્યા છે તે વિદ્યાપીઠનું સ્થાન સમજવામાં ઉપયોગી થશે.

'પોતાના પ્રાંતના મહાસભાના કાર્યમાં હું ઉચ્ચ સ્થાન ધરાવતો નથી છતાંતમે મને પ્રમુખ તરીકે કેમ પસંદ કર્યો? વર્ષોથી હું કોઈ શહેર કે જીલ્લા મહાસભા સમિતિનો સભ્ય પણ નથી રહ્યો એટલે હું તો માનુ છું કે જે શિક્ષણસંસ્થાનો હું મુખ્ય અધ્યાપક રહ્યો છુ એ કાશી વિદ્યાપીઠના કાર્ય પર જ આપે આપની પસંદગીની મહોર મારી છે. આ સંસ્થામાથી નીકળેલા વિદ્યાર્થીઓ ઘણે ભાગે રાષ્ટ્રીય કાર્ય અને લડતમા પડયા છે ને એમનામાં વિદ્યા અને કર્તવ્ય રેડવાના કાર્યમા મારો પણ હાથ રહ્યો છે એ માટે હું ગર્વ અનુભવું છું વિદ્યાપીઠની સેવા એ જ મારી પુંજી છે અને હું જાણું છું કે એ પુંજીના બળ ઉપર જ મારૂં રાજદ્વારી કામકાજ ચાલે છે."

આવી આ વિદ્યાપીઠ આજે પણ આચાર્ય નરેન્દ્રદેવના હાથ નીચે પોતાનો વિકાસ સાધી રહી છે ગુજરાતના રાષ્ટ્રિય સંસ્કારો પામેલાં વિદ્યાર્થીઓમા આજે આ વિદ્યાપીઠ ખૂબ જાણીતી થઇ ગઇ છે. મહાસભાનાં આજના પ્રધાન મંડળના સભ્ય આચાર્ય નરેન્દ્રદેવ, મહાસભા તરફથી વડીધારાસભામાં બેઠેલા શ્રીપ્રકાશ, બાબુ ભગવાનદાસ અને, સમાજવાદી આગેવાન શ્રી સંપૂર્ણાનંદ વગેરે આગેવાનો ત્યાનું એક આકર્ષણ છે. હું એક વર્ષ ત્યાં રહ્યો અને મારે કબૂલ કરવુ જોઇએ કે મેં ત્યાંથી ઘણું મેળવ્યુ છે. ગુજરાતના રાષ્ટ્રિય સંસ્કાર પામેલા વિદ્યાર્થીઓને ત્યાનું આકર્ષણ થયું છે એ મને ઉજ્જવળ નિશાની લાગે છે.

●

# ગૃહ-પ્રવેશ: દ્વિઅંકી નાટિકા

રવિન્દ્રનાથ ટાગોર

અનુવાદક
નગીનદાસ પારેખ

## અંક પહેલો

યતીનની પાસેનો ઓરડો

[ પાડોશણ અને યતીનની બેન હિમિ ]

પાડોશણ : યતીનને આજ કેમ છે, હિમિ ?

હિમિ : સારૂં નથી, ફોઇ.

પાડોશણ : કહુ જે ભૂખ તો લાગે છે ને હજી ?

હિમિ : ના, એક ચમચો કાંજીયે લેવાતી નથી.

પાડોશણ : હું કહું છું તે એક વાર કરી જુઓને બહેન. અમારા મોટા જમાઇને પણ બરાબર આવું જ થયું હતું. ભગવાનની દયાથી ખાઇ શકતા હતા—ભૂખ નહોતી મરી ગઇ એટલે જ બચ્યા, પણ જરા પાસું ફેરવા જતાં જ—યતીનને ય તો એવું જ પાંસળાનું દરદ.

હિમિ ; ના, એમને તો કાંઇ દરદ નથી.

પાડોશણ : તે બહેને ન હોય. મોટા જમાઇ પણ બરાબર આમ જ કેટલાયે મહિના સુધી પથારીવશ રહ્યા હતા. એટલે જ કહું છું કે બહેન, ફરિદપુરથી મંગાવી લો ને પેલા કપિલેશ્વર મહારાજની-કહેનાં હો તો મારા છોકરા અતુલને—

હિમિ : તમે એકવાર મામીને કહી જુવો, તે જો—

પાડોશણ : તા...રી મા...મી—! તે તો સાંભળતી જ નથી. તે ક્યાં કશું માને છે ? માનતી હોય તો તેની આ દશા થાય ખરી ? કહું જે હિમિ તમારી વહુ તો યતીનના ઓરડા તરફ ફરકતાં જતી નથી.

હિમિ : ના, ના, મહીં મહીં તો—

પાડોશણ : મારી આગળ છુપાવવાથી શું વળવાનું છે, બહેન ? તમોએ તો ભારે હોંસથી આવી રૂપાળી કન્યા ઘરમાં આણી હતી—હવે દુ:ખના દિવસોમાં આ તમારી પરી-વહુનું રૂપ શું કામ આવવાનું-કહેને વારૂં ? એનાં કરતાં તો કાળી કૂબડી—

**હિમ્રિ :** એવુ બોલશો નહિ, કોઈ, અમારી વહૂ નાદાન—

**પાડોશણ :** ઓ મા ! નાદાન કોને કહે છે ? ખોટી ઉંમર કહીને લગ્ન કર્યા હતા એટલે શું અમારે આખો જ નથી ? આવો છોકરો યતીન, તેના નસીબમાં આવી—પેલી આવી મણિ [મણિનો પ્રવેશ] આવ, બહેન, આવ. અગાશીએ હતી કે શું ?

**મણિ :** હા

**પાડોશણ** શીલના ઘરનો વરઘોડો નીકળ્યો છે, એટલે જોવા ગઈ'તી કે શુ ? આહ ! નાદાનને રાત દિવસ માદાના ઓરડામાં શી—

**મણિ** મારા ટબના ઝાડને પાણી પાવા ગઈ તી

**પાડોશણ** ઠીક વાત યાદ કરી આપી, તારી ગુલાબની કલમ એકેક મને આપવી પડશે અતુલને ભારે ફૂલઝાડનો શોખ છે–સગબર તારા જ જેવો

**મણિ** આપીશ

**પાડોશણ** અને મારુંગ મહેન–તારા સામો કોનને આજ કાન તુ અડતી નથી–જે કહતી હોય તો પછી અમારા ખરચે સમરાવી લઇ—

**મણિ** તો લઇ જાઓને

**પાડોશણ** તમારો વહુનો હાથ ખૂબ ઉદાર ન કેમ હોય ? કેવા મોટા ઘરની છોકરી બહુ જ આલસ પેલી આવે તમારી માસી–હુ જાઉં યતીનનુ બારણું રોકીને બેઠા જ છે રાગને તો રોકી શકતા નથી એટલે આપણને જ રોકી રાખે છે [જાય છે]

**હિમ્રિ** શુ શોધો છો, ભાભી ?

**મણિ :** મારા કુરકુરિયાને દૂધ પાવાની પેલી રકાબી

રોગીની પાસેનો ઓરડો

[ માનીનો પ્રવેશ ]

**માસિ** વહૂ તારા પગલા સાભળવાને યતીન કાન માંડી રહ્યો છે તેની ખબર છે ? આ સાંજને વખતે તેના ઓરડામાં જઇને પોતાને હાથે દીવો મગગાની આવ, તેનુ મન તો ખુશી થાય – શું થયું ? કહું જે કહુ તેનો કંઇ જવાબ દે.

**મણિ :** હમણા જ આપણા—

**માસી** છો ને ગમે તે આવે, તને બહુ વાર રહેવાનું કયા કહુ છુ જે ? આ તેને મકરધ્વજ ખાવાનો વખત થયો તારે માટે લેવા દઇ આવી છુ તુ ખલ લઇ તેની પાસે ઉભી રહીને ધીમે ધીમે મધ સાથે મેળવી દેજે ત્યારપછી દવા પાઇ રહે એટલે પાછી આવી રહેજે.

**મણિ :** હુ બપોરે તો તેમના ઓરડામા ગઈ'તી.

**માસી .** ત્યારે તો તે ઊંઘી ગયો હતો

**મણિ :** સાજના વખતે તે ઓરડામા જતા મને બીક લાગે છે –

**માસી :** કેમ તને બીક શાની ?

**મણિ** એ ઓરડામા જ મારા સસરાજીનુ મૃત્યુ થયું હતુ – તે બહુ યાદ આવે છે

**માસી** કોઇ મર્યું ન હોય એવી જરા પણ જગ્યા આખી પૃથ્વીમા કયા યે પણ છે ?

**મણિ** બોલશો નહિ, માસી બોલશો નહિ સાચુ કહુ છુ મને મરવાની બહુ બીક લાગે છે

**માસી :** વારુ બહેન, તો દિવસે જ તું જતા વધારે–

**મણિ** મે પ્રયત્ન તો કર્યો છે જવાનો. પણ મારું શરીરજ કાપી ઊઠે છે એ મારા મો તરફ કંઇ એવી રીતે જુએ છે– મને આખો ભમરી ચડે છે

**માસી** તેમા બીવાનુ શુ છે ?

**મણિ** એવુ થાય છે કે તેઓ જાણે બહુ જ દૂરથી મારા તરફ તાકી રહ્યા છે જાણે આ પૃથ્વીમા જ નથી !

**મસી :** વારૂ, બાપુ. તો બહારથી જ આ દવાદારૂ વગેરે તૈયાર કરી આપ. તું મનથી પોતાને હાથે કાંઇ કરે છે એ સાંભળશે તો પણ કંઇક–

**મણિ :** માસી, મને તમે લોકો છોડી દો. મારાથી રાત દિવસ આ માંદાનું કામ નહિ દસરડાય.

**માસી :** એક વાર પૂછું છું કે તું પોતે જો કદી સખત માદગીમાં પડે તો–

**મણિ :** કદી માંદી પડી હોઉં એવું તો યાદ આવતું નથી. કોન્નગરના બાગમાં રહેતાં હતાં ત્યારે એકવાર તાવ આવ્યો હતો. માએ મને ઘરમાં ગોંધી રાખી હતી હું તો સંતાઇને નાસી ગઇ ને એક સડેલા તળાવમાં નહી આવી. બધાએ જ ધાર્યું હતું કે ન્યુમોનિયા થવાનો. કઇ જ થયું નહિ તે જ દિવસે તાવ ઉતરી ગયો.

**માસી :** તારે ઘેર કોઇને માથે કદી આપત વિપત આવી જ નથી ?

**મણિ :** મેં તો કદી જોયું નથી. આ ઘરમાં આવીને પહેલું મરણ જોયું. એવું થાય છે કે કયારે છૂટું અને કેઘે નાસી જાઉં માલીસની ગંધ આવતાં જ થાય છે કે હવાને જાણે ઈરિપતાલનું ભૂત વળગ્યું છે.

**માસી :** તારો જો આવોજ મિજાજ હોય તો તારી સાથે સંસાર–

**મણિ :** કોણ જાણે મને તમારા બાગમાં માળી બનાવી દો ને– તે કામ મારાથી બરાબર થશે

[ ઉતાવળી ઉતાવળી ચાલી જાય છે ]

**હિમિ :** જુઓ માસી, ભાભીનો સ્વભાવ જ એવો છે કે પ્રયત્ન કરીયે તો પણ ગુસ્સે થાય જ નહિ ! કોઇ પણ જાતનો બોજો દીધા વિના જ વિધાતાએ એને પૃથ્વીમાં મોકલી આપી હોય એવું લાગે છે. એને મન દુઃખ કષ્ટનો કશો અર્થ જ નથી.

**માસી :** એની બહારની બાજુ બહુ જતનપૂર્વક ઘડવા જતાં તેનું અંતર પૂરું કરવાનો ભગવાનને હજુ વખત જ મળ્યો નથી. તારા મોટાભાઈના આ ઘરની માફક જ તો ? ભારે દમામથી શરૂ કર્યું હતું– પણ અંદર કશું થયું નહિ. આજે હવે એને વારેવારે ભોળવવો પડે છે. ઘરની બાબતમાં પણ અને મણિની બાબતમાં પણ

**હિમિ :** કંઇ સમજાતું નથી, આ શું આપણું સારૂં થાય છે ?

**માસી :** શું સમજી હિમિ ? મૃત્યુ જ્યારે સામે ઊભું છે ત્યારે ઘર પૂરૂં થાય કે ન થાય તેમાં શું વહી ગયું ? એટલે જ એને કહ્યા કરૂં છું કે તેં એક મનથી જે સંકલ્પ કર્યો હતો તે પૂરો થયો છે. ને હિમિ એ જ સાચું છે.

**હિમિ :** ઘરનું જાણે તેમ, પણ ભાભી ?

**માસી :** હિમિ, તારી ભાભીને જેમણે સુંદર ઘડી છે તેમના સંકલ્પમાં તે સંપૂર્ણ છે. ચિરદિનનો જે મણિ– ભગવાનના પોતાના હૃદયનું ધન જે મણિ તે તો કૌસ્તુભ રત્ન, તેમાં ક્યાંય પણ કશી યે ખોડખાંપણ નથી. મરણ સમયે યતીન વિધાતાના તે માનસ મણિને જ જોવા પામે તો સારૂં.

**હિમિ :** માસી ! તારી વાત સાંભળીને મારા મનમાં અજવાળું અજવાળું થઇ જાય છે.

**માસી :** હિમિ, હું માત્ર વાતો કરૂં છું, પણ વહુ ઉપર ગુસ્સો કરવાનું છોડતી નથી બધું સમજું છું પણ ક્ષમા ય કરી શકતી નથી. પણ હિમિ ! તેં જાણ્યું કે તું ભાભી ઉપર ગુસ્સો જ કરી શકતી નથી ! તે ઉપરથી જ હું સમજી શકું છું, કે તું યતીનની જ બહેન છે. જાઉં યતીનની પાસે.

[ જાય છે ]

## રોગીનો ઓરડો

**યતીન** : માસી ત્રીજે માળે બધા પથ્થરો બેસાડાઇ ગયા છે ?

**માસી** હા, કાલે બેસાડાઈ ગયા બધા.

**યતીન** બસ, આટલે દિવસે પૂરૂ થયુ. મારૂં કેટકેટલા વખતનું ધાર બાંધવાનું પૂરૂ થયુ. મારૂ કેટલાય દિવસોનુ સ્વપ્ન !

**માસી** કેટલા ય લોકો જોવા આવે છે તારૂ આ ઘર, યતીન !

**યતીન** . તે લોકો તો બહારથી જુવે છે હુ અંદરથી જે જોઇ શકુ છુ તે હજી પૂરૂ નથી કોઇ કાળે પૂરૂં થવાનુ પણ નથી કલ્પલોકનો છેલ્લો પથ્થર બેસાડીને આજ સુધીમા કયા કળાકારે કહ્યુ છે કે હવે મારૂ કામ પૂરૂ થયુ ? વિશ્વના સરજનહાર પણ એવુ કહી શક્યા નથી તેમનુ પણ કામ ચાલુ જ છે

**માસી** યતીન પણ હવે નહિ ભાઇ, હવે તુ જરા ઊંઘી જા

**યતીન** : ના માસી આજે તુ મને વહુના વહેના ઊંઘી જવાને કહીશ નહિ–

**માસી** – પણ ડાક્ટર–

**યતીન** : રહેવા દે ડાક્ટરને આજે મારૂ જગત રચવાનું પૂરૂ થયુ આજે હુ ઊંઘવાનો નથી– આજે ઘરના બધા દીવાઓ સળગાવી દો, મારી મણિ ક્યા છે ? તને એકવાર–

**માસી** તને પેલા ત્રીજા માળના ખડમા ફૂલથી શણગારીને બેસાડી દીધી છે

**યતીન** એ તને શી રીતે સૂઝ્યુ ? બહુ જ સુદર બારણાની બને બાજુએ મગળકળશ મૂકયા છે ?

**માસી** હા મૂકયા છે, નહિ તો !

**યતીન** અને જમીન પર પલ્લવનો સાથિયો ?

**માસી** એમા વળી કહેવાનુ હોય ?

**યતીન** : એકવાર, ગમે તેમ કરીને, મને પકડીને ત્યા નહિ લઇ જવાય ? એકવાર માત્ર જોઇ આવું, મારી મણિને પોતે સજાવેલા ઘરમા બેઠેલી

**માસી** ના યતીન તે કેમેય ના બને ડાક્ટર બહુ ગુસ્સે થશે

**યતીન** હું મનમા મનમા ઊભી જોઈ શકુ છુ કઇ સાડી પહેરી છે ?

**માસી** પેલી નમની લાલ સાડી

**યતીન** આ ઘરનુ નામ શુ રહેશે તે ખબર છે, માસી ?

**માસી** શુ ? કહે ને ?

**યતીન** મણી–સૌધ

**માસી** : સરસ નામ છે

**યતીન** તને એના આપવાનો અર્થ નહિ સમજાતો હોય માસી

**માસી** ના બધો કદાચ ન યે સમજાતો હોય

**યતીન** સૌધનો અર્થ માત્ર ઘર જ નથી કરવાનો એમા સુધા છે–

**માસી** તે તો છે જ યતીન– એ કાઇ રૂપિયાથી થોડુ જ થયુ છે–તારા મનની સુધા એમા ઢળી છે

**યતીન** તમે કદાચ સાભળીને હસશો

**માસી** ના, હસીએ શા માટે, યતીન ? –કહે શુ કહેતો હતો ?

**યતીન** આજે હુ સમજી શકુ છુ કે તાજમહાલ બાંધીને શાહજહાં શી સાત્વના પામ્યો હતો તે સાત્વના તેના મરણને પણ વળગીને આજ સુધી–

**માસી** હવે બોલીશ નહિ યતીન– ઊંઘ ન હોય તો ના ઊંઘતો, ચુપચુપ વિચાર કર કાંતે તો

**યતીન :** મણિએ લગ્ન વખતની પેલી લાલ બનારસી સાડી પહેરી છે! આજ તેને એકવાર–

**માસી :** ડાક્ટર ના પાડે છે, યતીન–

**યતીન :** ડાક્ટર ધારે છે કે રખે ને મને–

**માસી :** તારે માટે નહિ, મણિને માટે જ– એ બહારથી સમજી શકાતી નથી, પણ એના અંતરમાં–

**યતીન :** દુર્બળતા છે. ડાક્ટરે કહ્યું કે શું!

**માસી :** એ તો અમે સૌએ જ જોયું છે–

**યતીન :** આ–હા. બીચારી, તો તો સાવચેત રહેજો– કંઈ કામ નથી. રોગીના ઓરડાથી દૂર ને દૂર રહે એ જ સારું.

**માસી :** એને તો આવવા મળે તો જાણે નવો જીવ આવે, પણ અમે–

**યતીન :** ના, ના, કામ નથી, કંઈ કામ નથી. મારી પેલી શેલ્ફ ઉપર આલ્બમ છે તે આપ તો.

[ આલ્બમ આણી આપે છે ]

તને તાજમહેલની વાત કહેતો હતો. હવે યાદ આવે છે. મારું પણ જાણે તે શાહજહાંનના જેવું જ થયું.– હું ક્ષીણ જીવનને આ કિનારે છું–ને પૂર્ણ જીવનને સામે કિનારે છે– બહુ દૂર છે. હવે તેને પહોંચાય એમ નથી. જેવી પેલા શહેનશાહની મુમતાઝ, તેને અર્પણ કરી દીધું મારું આ ઘર.– મારો આ તાજમહાલ– એમાં જ તેનો વાસ છે. ચિરકાળ રહેશે. આમ છતાં મારી નજર આગળ તે નથી.

**માસી :** એ યતીન, હજી શાને બોલબોલ કરે છે! જરા વાર બંધ પડ.– ઊંઘની દવા આણી આપું.

**યતીન :** ના, માસી, ના. આજે ઊંઘ કેવી! હું જાગતો રહું છું તો કંઈક કંઈક મળે છે– ઊંઘમાં તો બધું જ ચાલ્યું જાય છે માસી તારી આગળ હું જ્યારે ત્યારે માત્ર મણિની જ વાત કર્યા કરું છું. કંઈ ખોટું તો નથી લાગતું ને?

**માસી :** જરાય નહિ, યતીન. મને કેટલું બધું ગમે છે એ કહી શકતી નથી. જાણે છે, કોની વાત મને યાદ આવે છે તે!

**યતીન :** કોની વાત?

**માસી :** તારી માની. આમ એક દિવસ તેના મનની વાતો પણ મારે સાંભળવી પડતી હતી. તારા બાપુ તે વખતે અમારે ત્યાં રહીને મેડીકલ કૉલેજમાં ભણતા હતા. તારી માની તે દિવસની વાત મારા વિના ઘરમાં કોઈ જાણતું નહિ. બાપુ જ્યારે લગ્નને માટે બીજે જ વર શોધી લાગ્યા ત્યારે મેં જ તેમને–

**યતીન :** એ તારી પાસે સાંભળ્યું છે. મા આગળ દાદાજીનું કંઈ જ ચાલ્યું નહિ હોય, એટલે છેવટે બાપુ સાથે જ લગ્ન કરવા પડ્યાં. તે દિવસોની વાતોની કલ્પના કરવામાં એવો આનંદ પડે છે!

**માસી :** તારી માનો સ્નેહ એ તો તપસ્યા હતી. પાંચ વરસ સુધી તેના હોમનો અગ્નિ બળતો રહ્યો, ત્યારપછી તેને વર મળ્યો. યતીન, તારામાં હું તે જ અગ્નિ જોઉં છું અને આશ્ચર્ય પામીને વિચાર કરું છું.

**યતીન :** મા તેમના હોમનો અગ્નિ મારી રગોમાં રેડતાં ગયાં છે–મારી તપસ્યાનું પણ ફળ મળશે. કોણ જાણે કેમ પણ એવું લાગ્યા જ કરે છે. માસી, મારો તે વર પામવાનો સમય બહુ જ પાસે આવ્યો છે. આ બંસી ક્યાં વાગે છે?

**માસી :** લગ્નની શરણાઈ છે. આજે લગ્નનું મુહૂર્ત છે.

**યતીન :** કેવી નવાઈની વાત! મણિએ આજે લાલ બનારસી સાડી પહેરી છે! જીવનમાં લગ્નનું મુહૂર્ત વારંવાર આવે છે. આજે ગા:

દીવાઓ સળગાવવાને કહી દેને, માસી, દેવડીથી માંડીને–

**માસી :** આંખે બહુ તેજ લાગશે તો ઊંઘ નહિ આવશે તે, યતીન–

**યતીન :** કાંઇ 'વાંધો' નહિ, જાગવાથી જ ઊંઘ કરતાં વધારે શાંતિ મળશે. ખબર છે –માસી, કે મંદિર પૂરૂં થયું,–હવે થવાની દેવીમૂર્તિની પ્રાણ પ્રતિષ્ઠા. મારા જીવતાં જીવતાં આટલું બધું થઇ શકશે એમ ધાર્યું નહોતું.

**માસી :** હું છું ત્યાંસુધી તારી વાત અટકવાની નહિ. જાઉં છું. ઊંઘવું નહિ હોય તો છેવટે મૂંગો રહે.

**યતીન :** વારૂ, ઘરનો જે પ્લાન મેં કર્યો હતો તે મને આપી જા– અને મારી પેલી રમત-ઘરની પેટી, રમત-ઘર ખોલવા જતાં પેલું ગીત યાદ આવી ગયું-હિમિ, હિમિ–

**માસી :** અધિરો મ થા યતીન, હું બોલાવું છું.

[ જાય છે. ]

[ હિમિનો પ્રવેશ. ]

**હિમિ :** કેમ મોટાભાઇ ?

**યતીન :** પેલું ગીત ગા બેન– પેલું રમત ઘર–

**હિમિ :** ( ગીત )

ખેલાઘર બાંધતે લેગેછ
મનેર ભિતરે.
કત રાત તાઇ તો જેગેછિ
બોલબો કી તોરે !

પથે જે પથિક ડેકે જાય,
અવસર પાઇને આમિ હાય,
બાહિરેર ખેલાય ડાકે જે
જાબો કિ કરે ?

જાહાતે સબાર અબહેલા,
જાય જા છડાછડિ,
પુરાનો ફેંગા દિનેર ઢેલા,
તાઇ દિયે ઘર ગડિ.

જે આમાર નિત્ય ખેલાર ધન,
તારિ એઇ ખેલાર સિંહાસન,
ભાંગારે જોડા દેબે સે
કિસેર મંતરે.

(ચાલુ)

●

## સુપ્ત પ્રાણ

: શાર્દૂલવિક્રીડિત :

સોનાનાં શતકો પરાક્રમતણાં પૂરા પ્રસાદે ભરી
સૂતો છે વનરાજ શ્રાંત હવણાં સ્વાતંત્ર્યની ગોદમાં,
શું તેથીજ મતંગજો મદભર્યા સ્વચ્છંદથી લૂંટતા
લક્ષ્મી આ વિપુલા મહાવનતણી, મ્હાલે લઇ સોડમાં·
પેલી હસ્તિનીઓ, વિલાસસરની લ્હેરે રહેલી સરી ?

પૂજાલાલ

# "મુન્શીની પુરૂષત્વની ભાવના"

પ્રભુરામ જ. રાજ્યગોર.

બેન :

> क सूर्यो प्रभवः वंशः क्वाल्प विषयामति।
> तीतीर्षुं दुस्तरं मोहात् उडुपेनास्मिसागरम्॥

રઘુવંશ લખતાં કાલિદાસે અનુભવેલી આ પ્રકારની અલ્પતા આજે તારો પ્રશ્ન વાંચીને હું અનુભવી રહ્યો છું; કારણ કે 'મુન્શીની પુરૂષત્વની ભાવના' પારખવાને તો જોઈએ મુન્શીનાં પુસ્તકોનો ઊંડો અભ્યાસ ને અવલોકનકારની વેધક દ્રષ્ટિ-સચોટ ને સાવધાન. આ મારા જેવો સાધારણ ગુજરાતી સાહિત્યનો એકડો ઘૂંટતો વિદ્યાર્થી ક્યાંથી લાવે? છતાંયે અધુરા જ્ઞાને અને અવલોકનની અણઆવડતવાળી દ્રષ્ટિએ અધુરા પણ 'મુન્શીની પુરૂષત્વની ભાવના' વિષેના મારા વિચારો નીચે રજુ કરૂં છું; સંતોષ માનીશને?

દુનિયાના સાહિત્યમુગટમણીમાં કોહીનુર શો વિરાજતો કાલિદાસ લે કે શેક્સ્પિઅર લે, વાલ્મીકી લે, વ્યાસ લે, પણ આ બધાય એના સ્ત્રી પાત્રોના આલેખનમાં વધુ ભવ્ય ને તેજસ્વી લાગશે: એમની કલમોએ ત્યાં અજબ મોહક સ્વરૂપ લીધેલું માલુમ પડશે. આનું કારણ શું? સાચું કહું તો પુરૂષની વિજાતીય પક્ષની આકર્ષણ વૃત્તિ. વધારે ટુંક શબ્દમાં કહું તો લાલસાવૃત્તિ. તું પૂછીશ કે આમ કેમ? તો મારો એકજ જવાબ છે, કે આટઆટલાં પુસ્તકો પુરૂષને હાથે લખાયાં છતાં પુરૂષની ગાન-કથા તેં સ્ત્રીની ગાન-કથા જેટલી ભવ્ય ક્યાંય નિહાળી? શું પુરૂષ જાતમાં એક પણ વખાણવા લાયક ગુણ જ નથી? ઘણાય છે! છતાં પુરૂષ-વખાણ નહીં ને સ્ત્રી-વખાણનાં પાને પાનાં; અરે! જો જગત સાહિત્યમાંથી સ્ત્રી એવી વસ્તુ લઈ લઈએ તો સાહિત્ય નિર્જીવ બની જાય. આનું કારણ હું તો એમજ માનું છું કે પુરૂષોએ પોતાની આકર્ષણવૃત્તિને શાન્તિ અર્પવા સ્ત્રીઓનાં બારોબાર વખાણ કર્યાં છે.

આમ બધાય લેખકોની માફક મુન્શી પણ તેનાં સ્ત્રી-પાત્રોમાં ભવ્ય ને અનુપમ લાગે છે. એની પંડિતા મંજરી, હસ્રાદાર કાશ્મીરા, પતિપરાયણ રાણક, કોમળ તનમન કે ઉચ્છૃંખલ શશીરેખા ગુજરાતી સાહિત્યમાં અજોડ ઉભાં હોય એમ નથી લાગતું? પણ સહેજ ઊંડો દ્રષ્ટિપાત કરતાં મુન્શીમાં એક બીજી વસ્તુ તરતજ માલુમ પડશે: તેને

મન ઔવન કરતાં પુરુષત્વ શ્રેષ્ઠ છે, મહાન છે અનુપમ છે

મુન્શી પુરુષત્વને ઘવાતુ, કુરતું કે કરગરતું જોઈજ નથી શકતા પણ પુરુષત્વને હમેશા સત્તાધીન ને ગૌરવવાન જ કલ્પી શકે છે ને ચીતરી શકે છે થોડાએક દાખલાઓ આ વસ્તુને તદ્દન સ્પષ્ટ કરી દેશે આપણે પ્રથમ દાખલો લઇશુ મુંજ ને મૃણાલનો

પીંજરે પડેલ કેસરી મુંજને મૃણાલ પ્રથમ જેલમાં મળે છે તૈલપરાજની સત્તાથી મદમાતી ને ફટવેલ બેન મુંજને હસી કાઢે છે તેનો ઉપહાસ કરે છે અપમાન કરે છે પણ મુંજ શું કરે છે? એ નથી થતો ક્રોધાયમાન કે નથી એની આંખો વર્ષાવતી આગતણખા પણ એતો હસે છે મૃદુ ને કામણગારૂ ને બીજવી નાખે છે એ હાસ્યછોળે ખડક શા ખડતલ મૃણાલની દેહપાળોને અને પીગળાવી નાખે છે એના પત્થર શા હૃદયને પણ મુંજ આટલેથી અટકતો નથી એ નફ્ફટ થાય છે ને મૃણાલને નિમંત્રણ આપે છે આવતી કાલે મળવાના ને સાચેજ કોઈ અગમ્ય આકર્ષણે દોરવાઇને કોઈ અકલ્પ્ય જાદુમોહમાં અંજાઇને, પુરુષત્વને હસી કાઢતી એ મૃણાલ વગતે દિવસે મુંજ દર્શને પધારે છે આમા ઔવન હારતુ નથી લાગતુ ? પુરુષત્વનો વિજય ટંકાર તમે આમા નથી ભાળતા ?

બીજો દાખલો મિનળ ને મુંજાલનો ગૂર્જરાતની મહારાણી મિનળે ચાણક્યમૂર્તિ મુંજાલના શમનો હમેશને માટે સ્વીકારેલા પણ એક દિવસ એવો આવ્યો કે મિનળે મુંજાલને તરછોડયો અપમાન્યો ને પછી શું મુંજાલે કાલાવાલા કર્યા ? ના, ના, પુરુષત્વ અપમાન શે સહી શકે? એ વિફર્યું ને એણે રૂપ લીધાં અનંત ને અકલ્પ્ય અને કાળો કોપાગ્નિ ફરી વળ્યો ગામડે ગામડે મહારાણી મુંઝાણી, શરણે ગઇ ને સદાય મુંજાલના શામનો સ્વીકારવાના કોલ આપ્યા ઔવન હાર્યું પુરુષત્વે વિજય-ગર્વનો દમ લીધો

આથી પણ વધુ 'મુન્શીની પુરુષત્વની ભાવનાને સ્પષ્ટ કરતો દાખલો તો છે કાક ને મંજરીનો

તેમના જીવનના બે જ પ્રસંગો મુન્શીની પુરુષત્વની ભાવના' ને સમજવાને બસ થશે એક પ્રસંગ કાકની પરણ્યાની પ્રથમ રાત્રીનો ને બીજો પ્રસંગ કાક ને મંજરી, જુનાગઢનો ટેકરો ઉતરી નાસી છૂટે છે તે

કાશ્મીરી પંડિતની પંડિતા પુત્રી મંજરી લાટના એક અભણ ને અજાણ્યા યોદ્ધાને પરણવાની કેમ હા ભણે ? કાકની પ્રણયયાચનાને એ હસી કાઢે છે, ધુત્કારી કાઢે છે કાશ્મીરા જેવી આંને પણ એ નાની શી છોકરી દાદ નથી દેતી બધા પુરુષો તેને નામર્દા લાગે છે પણ સંજોગો મંજરીને કાક સાથે જોડે છે ને પરણ્યાની પહેલી જ રાત્રીએ મંજરી કાકને કુતરા માફક શયનખંડમાથી હાંકી કાઢે છે એવુ અપમાન પુરુષ સહન કેમ કરી શકે ? કાકે મંજરીને જીતવાનો નિશ્ચય કર્યો મંજરી પ્રત્યે એ અતડો બન્યો, ક્રુર થયો બેપરવા બન્યો

કાકની આ બેપરવાઇ ને તેનુ અતડાપણુ મંજરીને પાટણથી જુનાગઢની અખંડ મુસાફરી દરમિયાન સાલે છે મંજરી ઘેલી બને છે વિરહી થાય છે, અને અન્તે એ જ અભણ યોદ્ધા માટે એ પુરુષનો સ્વાંગ સજે છે ને ખેંગારની જેલમાથી કાકને છોડાવે છે પણ કાક કદી ભૂલ્યો ન હતો એનુ પુરુષત્વ મંજરી સાથે સમાધાન કરવામા અકળાતું હતુ મંજરી પ્રત્યે એ તદ્દન બેદરકાર બન્યો હતા

તેની સામું પણ જોવાની એ દરકાર નહોતો કરતો. ટેકરો ઉતરતાં મંજરીને રસ્તામાં ઠેસ વાગે છે, પણ કાક તે પર ધ્યાન પણ નથી આપતો ને મંજરીના દુઃખની પરવા કર્યા વગર આગળ ધપે છે; બસ થઇ રહ્યું. સ્ત્રી–ગર્વની મર્યાદા આવી રહી, મંજરી રડી પડી. પુરુષત્વે અતડાશ મૂકી સ્ત્રીત્વને અપનાવ્યું: મંજરી કાકમા સમાઇ ગઇ. વેંતીઓ લાગતો એ કાક તેને વિરાટ સ્વરૂપ થઈ ગયો.

'કાકાની શશી'માં પણ આજ સ્થિતિ. શશીલેખા બહુ બહુ ઠેકડા મારે છે, પુરુષને ધુતકારાય એટલો ધુતકારે છે પણ અન્તે 'કાકા'ની 'કાકી' થવામાં જ એના ઠેકડાઓનો અન્ત આવે છે

આમ જોયું તો માલુમ પડે છે કે મુન્શી ઓને જેટલું કુદવું હોય તેટલું કુદાવે છે પણ અન્તે તેને પુરુષ રૂપી ખીલે બાંધી દે છે. મુન્શીને મન પુરુષત્વ મહાસાગર છે; સ્ત્રીત્વ મહાનદી છે. નદી ગમે તેટલી મહાન કે તોફાની હોય પણ જેમ તેનું સ્થાન સાગર જ છે, તેમ સ્ત્રીત્વને ભલે જેટલું ઉડવું હોય એટલું ઉડે, કુદવું હોય તેટલું કુદે કે વિફરવું હોય એટલું વિફરે, પણ અન્તે પુરુષત્વમાં સમાયે જ તેનો છૂટકો છે. એમ મુન્શી માનતા લાગે છે.

આમ છતાં યે મુન્શીમાં એક બીજી વસ્તુ માલુમ પડે છે કે સ્ત્રીવિહોણો પુરુષ તેને મન એક પાંખ વગરનો ગરુડરાજ છે. સ્ત્રી પુરુષ જીવનની વિધાત્રી છે; પ્રેરણામૂર્તિ છે. 'કાકાની શશી'માં વાપરેલ મુન્શીના શબ્દોમાં કહું તો "સ્ત્રી દૈવી છે. પુરુષ આસુરી છે"

આ ઉપરાંત મુન્શીના પુરુષની બીજી ઘણી ખાસીયતો છે. મુન્શીનો પુરુષ હંમેશાં મશ્કરો હોય છે. અને આ મશ્કરી ખુબ નફટ પ્રકારની માલુમ પડે છે. બીજું મુન્શીનો પુરુષ નીતિમાં બહુ માનતો હોય તેમ લાગતું નથી. મુંજાલે મિનળ માટે સ્ત્રીને હણી ને મુંજ જેવાની તો વાત જ શી કરવી? વળી મુન્શીનો પુરુષ મતલબી, એકધ્યેયી, ગર્વીલો ને આપખુદ આપણને ઠેરઠેર માલુમ પડશે.

વિલાસને વીરતા એના પુરુષમાં હમેશાં સાથેસાથ જોવામાં આવે છે.

દેવપ્રસાદ જેટલો વીર યોદ્ધો હતો તેટલો જ વિલાસી નીવડયો. એનો રંગીલો કૃષ્ણદેવ ખેંગાર રૂપે એક વીર પુરુષ તરીકે આપણી સમક્ષ નથી તરતો લાગતો? આભને પણ, પોતાની ઇચ્છીત વસ્તુ માટે, ભેદી નાખે એ મુન્શીનો પુરુષ; ને એટલાજ માટે મુન્શી પુરુષત્વના આદર્શ તરીકે આપણી સમક્ષ પરશુરામને અને વિશ્વામિત્રને ધરે છે.

પણ પુરુષત્વની ભવ્ય ગાન–ગાથા જો તારે વાચવી હોય તો વાંચજે, ભારતીએ આપેલી સુદર્શનને નિજ નાથની ઓળખાણ એકે એક ફકરે પુરૂષત્વનો એક એક આદર્શ રજુ કરે છે.

(ટુંકામાં કહી દઉં તો મુન્શીને મન પુરૂષત્વ એટલે 'વ્યવસ્થાત્મક સર્જકતાથી' ઓપતો પ્રાણ ભાવનાને નિશ્ચયાત્મક બુદ્ધિમાંથી જાગતું બંડને સત્તા, આશાનો અવતાર, મહત્વાકાક્ષાનો બળતો અંગાર.)

લી: તારાભાઇના
વં. મા.

# પત્રધારા

સંપાદક રમેશ

વ્હાલા,

એક વાર્તા છે. બે બ્હેન મધ્યાહ્ને નદીએ પાણી જાય છે. પાછા ફરતા ગાઢ વડનું જુથ આવે છે. નાની બ્હેનનું હૃદય ધડકી રહે છે—તેના હૃદય સાથે તાલ દેતું હૃદય, તેના દર્શનાતુર નયનદ્વય વડના પાછળ ખડા છે. તેનાં ડગલા વિહ્વળ પડે છે, ધીમાં થાય છે ને પછી ઘસડાય છે—નયનોને પાછળ પરોવતા.

ટપાલી આવ્યો ને તમારા હસ્તાક્ષરે એવો જ થડકાર જગાવ્યો. બીજા મીનોથી ચોરાવતા પત્ર ખીસામાં સરકાવી દીધો. પણ હૃદય તો વણઉખેડયા પરબીડિયાની આરપાર અક્ષરો ઉકેલતુ હતુ.

તમારી નસોમાં સભા-જીતના પંડિતનું કે Suffragist[1] ગાર્ગીનુ લોહી વહેતું લાગે છે. પણ એક વાતબત્તી ધ્યાનમા રાખી લેજો. ચર્ચા કરનાર ચર્ચાથી પર નથી જઇ શકતો. ચર્ચા તેના જીવનનો ભાગ બની જાય છે ને પછી "Art for art's sake" ની જેમ તે ચર્ચા માટે જ જીવે છે. જ્યારે જીવનની ભવ્ય ને સુંદર ઘડીઓ તેની પરવા કર્યા વિના વહી જાય છે. કાર્યકારણની ફુટપટ્ટીથી જીવનનો દરેક પ્રસંગ નથી મપાતો. ચુંબનની મીઠાશ કે સ્પર્શની વિદ્યુત પુસ્તકના પાનામા નથી સાંપડતી. નહિતર આલમ પુસ્તક જ વાંચી લેત.

મને ભય રહે છે કે ચર્ચા કરતા શંકરાચાર્ય સમા સમારને અનુભવ લેવા પરાણે પરણાઇ ન જાય.

તમે Bernard Shaw નુ "Getting Married" તો વાંચ્યુ જ હશે. નહિ વાંચ્યુ હોય તો તમારા જેવાએ તો ખાસ વાંચવુ જોઇએ. ચર્ચા માટે અનેક મુદ્દાઓ મળી રહેશે. તમારી કલ્પનામાં પણ

૧. ગાર્ગી-પુરાણનુ પાત્ર છે ને કદાચ તે સમયના સ્ત્રીપાત્રોમા અજોડ. ક્યારે હશે નસમતવાદની ([illegible]) ની હીમાયતી ને અનેક સભા જીતનારી

ન હોય એવા પણ એ બધા પ્રયોગોને અભિપ્રાયોનો નિકષ જાણો છો? યુરોપમાં કે આપણે ત્યાં લગ્નની જે પ્રથા પ્રચલીત છે તે શક્ય હોય તેટલી સારી છે—બીજી એનાં કરતાં સારી શોધાય અને રૂઢ થાય ત્યાં સુધી. પણ આ તો લગ્નની જરૂરીઆત લાગે તો જ. ને તેને માટે મને હંમેશાં મુંઝવે છે, તે આજ છે જે સમદષ્ટિ ઉચ્ચ કક્ષાએ પહોંચેલો માણસ પણ નથી કેળવી શકતો તેની આશા, આપણા જેવા અનુભવ વિનાનાં પાસે શી રીતે રાખી શકાય? જ્યાં ત્યાં અધિકાર વગરનું વાંચન પ્રવર્તે છે. બધાંને હનુમાન કુદકા મારવો છે. Sex ને Hygiene ના વિચારો જ્યારે ઉંમરે પહોંચેલા માણસ પણ નથી પચાવી શકતા ત્યારે "ફોર્થ સ્ટેન્ડર્ડ" ભણતા ૧૦–૧૨ વર્ષની વયના વિદ્યાર્થીને "સમાજ સ્વાસ્થ્ય"નું વાંચન કઈ અસર ઉપજાવી શકે? ને પછી સમદષ્ટિનો અભાવ જીવનની તુલા એક પળે એક બાજુએ ને બીજી પળે બીજી બાજુએ નમાવે છે. એમાંથી પ્રાપ્ત થાય છે જીવનભરની અનિશ્ચિતતા ને વિચાર દારિદ્ર્ય

પણ આપણે વિષયાંતર કર્યો.

પ્રેમ સ્વયંભુ છે. શોધ્યો જડતો નથી. દોર્યો દોરવાતો નથી. એ તો જન્મે છે અને પ્રેરાય છે કો અદશ્ય અંગુલી નિર્દેશે. બીચારી મૃણાલ જીવતા આવી હતી, જીતાઈ ગઈ ને દુનીયાના કોઈ અંધાર ખુણામાંથી મુંજના નામાક્ષર સાથે સંલગ્ન ઇતિહાસને પાને અમર બની રહી. ભીખ માગતાં ભવ્ય બની.

કવિતા કલા, ધર્મ, જગતની સુંદરતમ વસ્તુઓએ પ્રેમની કદમ બોસી કરી છે. તો હું અને તમે કોણ માત્ર? યુગે યુગે ભર્તૃહરીએ નીતિશતક લખ્યાં છે તો યક્ષે રામગીરી પરથી મેઘ સંદેશ પાઠવ્યા છે. માનવી માત્રને લાગે છે કે પ્રેમનો મૂઢાર્થ સ્વયં સમજી શકશે. પ્રકૃતિ ને પુરૂષ અનુભવ મેળવવા -બહાર- પડે, છેવટે પછી તો જેવા જેના અનુભવ.

તમે માલીકીની વાત કરી નહિ? માલીકીની ભાવના, મારા, તમારામાં કે નિર્દોષ બાળકોમાં એ ક્યાં નથી હોતી? ગુલાબને ઉદ્યાનમાં ખીલવું તમે નીહાળો. ઉદ્યાનમાં તે સારીયે દુનિયાને આનંદ ને સુવાસ અર્પે છે. પણ તમને-આપણને એ નથી પાલવતું. તમે એને ચુંટો છો ને તમારી વેણી એ સોહાવે છે. તમને અને તમારા પરીચયમાં આવનારને તે આનંદ ને સુવાસ આપે છે. કોઈ ભેદ જડયો? એના પ્રશંસકોનું એના ઉપભોગ લેનારનું વર્તુળ નાનું થયું—તમે કર્યું. બસ એજ એ માલીકી

ને માલીકી મીઠીમનગમતી ને કડવી અણગમતી યે હોય. એનો આધાર તો ચુંટનાર ઉપર છે. મારા તમારા જેવાં રસીક ગુલાબ કરમાયે એની પાંદડી પ્રિય પુસ્તકમાં સાચવી રાખે—રસ્તામાં ફેંકાયેલુ કોઈ અભિમાનીની એડી નીચે એ કચરાય ને કોઈ અજ્ઞાતનું ચાવણું એ બને.

સંતતિનીયમનનો ઉકેલ તો હવે સાવ સરળ બન્યો કે. આજીવીકા માટે મારે કે તમારે હમણાં તો પ્રશ્ન જ નથી. બાકી જન્મ્યા એ પહેલું જોખમ ને કદાચ એને માટે આપણે જવાબદાર ન હોઈએ-તો જીવી એ જોખમ લંબાવીએ શાને- એ તો તમે યે ના નહિ પાડો.

તમે મૈત્રી ઉપર ભાર મુકો છો. પણ એ સંબંધમાં આપણે સમાજમાં છીએ ત્યાંસુધી બંધનો ને દિવાલો છે ને જ્યારે તમારું સાંનિધ્ય પ્રાણતત્ત્વ જેટલું જરૂરી હોય, જ્યારે તમારી હાજરી અંગના અણુએ અણુ પોકારતું હોય ત્યારે પ્રિય એવાં તમે દુર દુર મને પ્રોત્સાહન

કે પ્રેરણા ન આપી શકો–પણ એ સ્થિતિ જ અશક્ય છે વસ્ત્રના તાણાવાણા સમાં આપણા અણુ-પરમાણુ લગભગ વણાઇ રહ્યા છે ને મારે માટે તમ વિનાનું જીવન મૃત્યુ જ બની રહેશે.

તમે પૂછો છો એ ભાવભીની ભક્તિને ધૂપસળીના ધૂપ કોને પહોંચે છે? માટીની પ્રતિમા કે રવિવર્મા પ્રીન્ટરીના ચીત્રોમાં પૂજ્ય-ભાવ પ્રેરે એવું કશું જ નથી. એ જ માટી કદાચ કોઇ કુંભારના ઉપયોગમા આવી હત ને એ જ કાગળ કોઇ ગાંધીને પડીકાં બાંધવા જરૂરી થઇ પડત સમજો કે મહત્તા એ વસ્તુમા નથી. આપણે જ એ વસ્તુઓની આસપાસ મહત્તાને પૂજ્ય ભાવની દિવાલ સરજીએ છીએ. –કારણ મનુષ્યનો મૂળ સ્વભાવ કશાકમા શ્રદ્ધા માગી લે છે–પછી તો એના જુજવા પ્રકાર છે. આપણે યે ક્યા એનાથી મુક્ત છીએ? show કે નાનાલાલમા ભાવાનુરોપણ કરીએ છીએ જ ને? ને એ પૂજાને પૂજ્યભાવનું અવિરત વહેણ એ આપણી તમારી શ્રદ્ધાની કસોટી છે.

આશ્રમ જરી આવી ખરી ગઇ

કોયલો કંઠ સાફ કરી રહી હવે તો ટહુકાર પણ ક્વચિત જ સંભળાય છે

આકાશમા વાદળાના સમુહ પર સમુહ ખડકાયા છે. તાપ અસહ્ય છે વરસાદનુ ટીપું યે પડતું નથી. ભૂખ્યા ખેતર,–ભૂખ્યા માનવી ને સ્નેહ તરસ્યા હૈયા આકાશ સામે મીટ માંડી બેઠા છે—તપસ્વીના તપની સ્પર્ધા કરતા.

મારા એ જીવન ક્ષિતિજ ઉપર કાળા જલ ભર્યા વાદળાં ઘેરાયા છે. કોને ખબર તોફાની ઝંઝાવાતના પ્રવાહમાં એ ખેંચાઇ વિખરાઇ જશે કે રસતરસ્યા હૈયાને અખંડ જલધારા વરસાવી તરબતર કરશે.

૨

વ્હાલા,

તારો પત્ર મળ્યો

આટલો લાગણીવાદ તો છોકરીમાં હોય તારી પાસે હું પ્રેમની પરીકથા નથી માંગતી. જ્વલંત પૌરુષત્વની આશા રાખું છું, જેમા પડતી હરેક વસ્તુ ભસ્મીભૂત થાય ને અખંડ જ્યોત ઓર તેજથી પ્રકાશી રહે

વ્યક્તિનો પરસ્પર સ્નેહ પરિચયે ઘટી પડે છે–આપણે કોઇ ત્રીજી જ વ્યક્તિ કે સામાન્ય આદર્શને ચાહી રહીએ–તેની પ્રગતિ અર્થે પ્રયત્ન કરી રહીએ તો સ્નેહ અખંડ તો રહેશે જ પણ સાથે નવી તાઝગી જન્મશે એમા કદી પશ્ચાતાપની ઘડી નથી આવવાની. કદીયે સ્મરણો પર જીવવાનું નથી રહેવાનું. જીવનપર્યંતની એકેએક પળ અનુભવ બની રહેશે– પછી ભૂતકાળની સુગંધ મેળવવાના જરૂર જ ક્યા રહી

ને હવે તારા પત્ર તરફ વળું છુ તારી બધી કલ્પનાઓનો સરવાળો ક્ષુધાતુરને એક વખત ભોજન પણ ન આપી રહે? તું જરૂર પૂછવાનો કે આ સાહિત્યને જોખવાની નવી તુલા ક્યાથી શોધી કાઢી?

પણ એક વાત કહી દઉં–સ્પષ્ટ શબ્દોમા. ચિતાની આગ ભડભડ જળતી હોય, દુખીયાના રૂદન વાતાવરણને ધ્રુવપ્રદેશની ઠંડી આપતાં હોય –ત્યારે પ્રણયગાન શા અર્થનાં?

પ્રેમ તૃપ્તિનો ઓડકાર છે. ભરાએલા ખીસાની મનમોજ છે. કંગાલનો પ્રેમ કોઇ કવિતામા વર્ણાએલો દીઠો છે?

કવિતા, કલા ને તારો પ્રેમ મૂળ તત્ત્વો નથી. આભૂષણ છે સમૃદ્ધ રૈન રૈસાની હોય

ત્યારે તાજમહાલ, કે અજંટાના ચિત્રો, કાલિદાસનું મેઘદૂત કે મનુસ્મૃતિની જરૂરિયાત છે. પ્રજામાનસ તેનાં દર્શને રાચે, તેના રસમાં તરબતર બને–તેને અપનાવી લે. પણઆજે તો જન્મ ને જીવનવિરુદ્ધ થઇ રહ્યાં છે મહેનત કરનારને મજુરી નથી મળતી ત્યારે શ્રમિત, અનિદ્ર માનવીને તાજમહાલનાં કે અજંટાના ચિત્રો કયો સંતોષ આપી શકે? કવિતા ને કલા કયું મન રંજન કરી શકે? ને ધર્મ કેવું ને કેટલું આશ્વાસન આપી શકે? કોઇ નહિ.

હું જૂની બૌધ ગુફાઓ જોવા ગઈ હતી. ઘણીખરી મૂર્તિઓ ખંડિત હતી. એ ખંડેર મને તો પ્રજા માનસના ઉતરતા જુવાળના પ્રતિક રૂપ લાગ્યાં. એ મૂર્તિઓ એ મંત્રો પ્રજાને ન તો પરદેશીના જુલ્મમાંથી કે લુંટમાંથી ઊગારી શકી ન તો પ્રોતાનું રક્ષણ કરી શકી. પ્રાર્થના કરતા ભકતનું મસ્તક પવનની તરવાર ધારે પ્રતિમાના પાદયુગલ ઊન્હા લોહીથી ભીંજવી રહ્યું— ને સાથે એ સંસ્કૃતિની કબર રચાઇ.

ચતુર્વર્ણનો આરંભ હતો ત્યારે બ્રાહ્મણ સંસ્કૃતિ ને જ્ઞાનના પાલક, પોષક ને મોક્ષનું દ્વાર ચીંધનારા લેખાતા. આજે જ્યારે દરેક માણસ વિચાર કરતો થઇ ગયો છે ત્યારે એમનું સ્થાન કયાં છે? બામણિયા ચાની હોટલોમાં કે ભિક્ષુકોના ટોળામાં?

આજે તો નવો યુગ આવ્યો છે. રામનું એક પત્નીવ્રત (જો કે આદર્શ ઉતમ છે.) મનાતનીના સ્વપનામાં એ નહિ હોય. યુધિષ્ઠિરનો ન્યાય ને સત્યાગ્રહ શંકરાચાર્યમાં દેખાવો મુશ્કેલ ત્યારે એને માથે લઇ ફરનાર સમાજનું કે પ્રજાનું કયું ઘડતર કરે છે? સનાતન ધર્મ નથી—કોઇ વસ્તુ સનાતન નથી. દરેક વસ્તુની ઉપયોગિતા આથમ્યે, વિશ્વક્રમમાં તેનું કામ પુરં થયે, ખાકમાં ભળી જાય છે–પણ આપણે તો આજે એ પાકને વળગી રહ્યા છીએ.

પ્રજાજીવનને ઘડનારી દરેક વસ્તુ સ્થાન ભ્રષ્ટ થઇ છે. તેને સ્થાને ખોટા સિક્કા ચલણમાં આવ્યા છે.

સમાજને તેની તે જ સ્થિતિમાં જાળવી રાખવાને નિયમોનો સમૂહ ઘડાયો. તેને ધર્મનું પદ આપ્યું. તેના શિસ્ત પાલન માટે પાપ ને પુંણ્યની કલ્પનાની જરૂરીઆત જણાઇ.

સ્ત્રી ને પુરુષનાં સ્વર્ગીય આકર્ષણ ખુંચવા લાગ્યાં. તેને પ્રેમનું સુંવાળું નામ અપાયું. તેના કાવ્યો ગવાયાં–પ્રણય અસ્તિત્વમાં આવ્યો.

વીરપૂજા અધૂરી લાગી એટલે મૂર્તિઓ ઘડાઇ મૂર્તિઓ દેવ બની. મુખ્ય વસ્તુઓ ભુલાઇ ગઈ–તેનું સ્થાન ગૌણ વસ્તુઓએ લીધું.

આપણી સર્જેલી એ વસ્તુઓ, માનવ કુળનાં શ્રેય માટે સર્જાએલી એ જમાના જતાં રૂઢ થઇ–ને આપણી ઉપર આધિપત્ય ભોગવે છે.

આપણું સાહિત્ય પણ એક ને એકજ વર્તુલમાં ઘૂમ્યા કરે છે. પ્રેમની એ પરીકથા બચ્ચાં જેવી પરાધીન મનોદશા સરજે છે. આપણે આપણા ઉદ્ધાર માટે પરી ને દેવદૂતની રાહ જોઇએ છીએ.

આપણી આસપાસ ઉષ્માગૃહનું વાતવરણ ઘૂમે છે. સાહિત્ય ને આપણાં પ્રજાજીવનને સ્વતંત્ર હવાની જરૂર છે. કદાચ સ્વતંત્ર વાતાવરણમાં આપણું સાહિત્ય વધુ જીવંત વધુ સમૃદ્ધ થશે.

જીવનનું દરેક ક્ષેત્ર સેવા માગે છે. તારો સંપૂર્ણ સહકાર ને સહચાર આ સેવા માટે હું માગી લઉં છું. આપણે નયનોના વ્યોમમાં નથી વિહરવું. જીવનની કરૂણ, વણપીછેલી અવસ્થાન

માપ લેવાં છે સ્પર્શની વિદ્યુત નથી અનુભવવી આપણા ભાઈઓએ જ સરજેલા દુઃખને યાતનાનાં પ્રહાર હળવા કરવા છે પ્રેમ માટે પછી ફુરસદ મળી રહેશે

હું સમુદ્ર તટે ફરવા ગઈ હતી રેતીના કણો ચંદ્રના કિરણો ઝીલી ચમકતા હતા–પ્રેમના પારસમણી–સ્પર્શ્યાં મનુજહૈયાં દિવ્ય પ્રકાશે પુનિત બની ચમકી રહે એમ ઘુઘવતાં મોજા એક બીજાને પકડવા ધસતાં હતા પણ કિનારાને સ્પર્શી તેમની મસ્તી, સ્ફૂર્તિ વેરાઈ પથરાઈ જતી હતી થોડાં ફીણુની યાદ મૂકીને યૌવનની વસંતમાં ગૌરવભર્યાં પગલે જીવનની અગાધ અણુજાણુ મુસાફરી આદરીએ ને જીવનાં તે લાકડીને ટેકે ચાલતાં થાકેલાં મૃત્યની રાહ જોઈ રહીએ તેમ રેતીમાં હું સૂતી હતી

તાડનાં પાંદડાં વાયુ લહેરતા હાલતા હતા દૂર આછેરો એક સઢ તરતો હતો શૂન્ય એકાન્તતા જગત પર પથરાઈ રહી હતી

પવન જોરથી ફુંકાવા લાગ્યો થોડીક ક્ષણોમાં તો જાદુગરની લાકડી ફરી જાય ને મહોલાત સરજાય એમ વાદળીના ગજ ખડકાયા તાડવૃક્ષોએ વિનાશ આરંભ્યો! અમૃતફોરાં વરસવા લાગ્યાં ઓવરકોટનું બકતર મજબૂત કરી હું પડી રહી વરસાદના ટીપાં જોરથી પડવા લાગ્યા

પંદરેક પળ વીતી વાદળાંઓ અવકાશની કોઈ ગહન ગુફામાં સંતાઈ ગયા તારાઓ ચમકવા લાગ્યા ચંદ્ર પણ ઓર તેજથી રજત રેલાવી રહ્યો

શરદના માવઠાને આષાઢની હેલી તો નથી માની લેતાને?

લી
તમારી ઈ

●

## સર્વનાશ

સ્રગ્ધરા

મોટા વૃક્ષો વનોના કરી બહુ બળજોરી ગયા સર્વ ચૂસી
નાનેરા ઝાડવાના રસ રસ વણુ એ બાપડા રે! સુકાયા
ફાટી ઉઠયો સને તે દવ–અનળ મહાકાળના કોપ જેવો,
ને સૂકા ઝાડવાનો જ્વલિત કરી પછીતો વડા વૃક્ષ લીલા
ચેતાવ્યા સર્વ એણે, પળ ન પળ થઈ ત્યાં બધે રાખ છાઈ,
નાના મોટા બધાને લઈ વનહુતિયાળી થઈ ભસ્મશાયી!

પૂજાલાલ

૨૪ ૫ ૧૯૩૫

# શ્રીમદ્ શંકરાચાર્ય

રામનારાયણ ના. પાઠક.

જે સમયે ભારતખંડમાં સત્તાને જોરે ધર્મનું સામ્રાજ્ય સ્થાપવામાં આવતું હતું, જે સમયે સારાયે ભારતવર્ષ ધાર્મિક મતમતાંતરને કારણે એક પ્રકારની ગુંગળામણ અનુભવતો હતો, જે સમયે સામાજિક બંધનો તદ્દન શિથિલ બની ગયાં હતાં, જે સમયે કર્મકાંડ અને મૂર્તિપૂજામાં જડતા વ્યાપેલી હતી, જે સમયે હિંદુધર્મનું અને આ ધર્મપ્રધાન રાષ્ટ્રનું નાવ ભરદરીએ તોફાને ચડ્યું હતું, એ સમયે–આજથી લગભગ અગીઆરસો વર્ષ પહેલાં[1] દક્ષિણાપથના કેરલ પ્રાંતમાં એક મહાપુરુષ પાક્યો.

## જન્મ

કેરલ પ્રાંતના કાલટી ગામમાં શિવગુરુ નામનો પવિત્ર બ્રાહ્મણ પંડિત રહેતો હતો. શિવગુરુને સતી નામની સુશીલ પત્ની હતી. આધેડ અવસ્થાએ એ વ્રતસ્થ દંપતિને ત્યાં એક તેજસ્વી પુત્ર અવતર્યો. જ્યોતિષશાસ્ત્રીઓ એ બાલકની હસ્તરેખા જોઇ મુગ્ધ થયા. માતપિતાના આનંદનો પાર ન રહ્યો ને શંકરની કૃપાથી મળેલા એ પુત્રનું નામ શંકર રાખ્યું.

શંકર માત્ર ત્રણ વર્ષનો થયો ત્યાં તેના પિતાનું અકાળ મૃત્યુ થયું. પાંચમે વર્ષે માતાએ બાળક શંકરને ગુરુને ઘેર ભણવા મોકલ્યો. સાતમે

1. શંકરાચાર્યના જન્મ સમય માટે પુષ્કળ મતભેદ છે. દરેક વિદ્વાન પોતાના મતના સમર્થનમાં અનેક પ્રમાણો ટાંકે છે. એક પુસ્તક ભરાય તેટલા પ્રમાણો અપાયાં છે. મેં સદ્‌ગત્ યજ્ઞેશ્વર શાસ્ત્રીનું પ્રમાણ ખરૂં માન્યું છે. તેઓએ પોતાના આર્યવિદ્યાસુધાકરના ૨૨૬મે પાને લખ્યું છે :–शंकराचार्य पादु-र्भवस्तु विक्रमार्के सम यादतीते पञ्चचत्वारिंशदधिकाष्टशतीमिते सवतसरे केरलदेशे कालटीग्रामे આ ગ્રંથમાં તેમણે અનેક પ્રમાણભૂત દલીલો કરી છે.

વર્ષે શંકર ભણીને ઘેર આવ્યો. માતાએ આશ્ચર્યથી પૂછ્યું, 'તું કેમ પાછો આવ્યો ?'

'મા મેં સર્વ શાસ્ત્ર ભણી લીધાં હવે મારે ગુરુ પાસેથી કશું મેળવવાનું બાકી રહેતું નથી !'

અને ખરેજ પોતાના હૃદયમાં વિકસી રહેલા બ્રહ્મજ્ઞાનને પરિણામે બાળક શંકર સાતમે વર્ષે સર્વશાસ્ત્રમાં પારંગત થયો હોય તેમ બ્રાહ્મણ પંડિત સાથે જ્ઞાનમાં હરીફાઈ કરવા લાગ્યો. પૂર્વજન્મના ચમત્કારિક સંસ્કારોને લીધે આ બાળક અદ્ભૂત છે એવી વાત આખા પ્રાંતમાં પ્રસરી ગઈ

## રાજાની ભેટ

કેરલ દેશના રાજવી રાજશેખરને કાને વાત પહોંચતા તેણે પોતાના પ્રધાનને શણગારેલા હાથી સાથે શંકરને તેડવા મોકલ્યો. ગરીબ બ્રાહ્મણને આંગણે હાથી આવેલો જોઈ લોકો એકઠા થયા સતીએ શંકરને બહાર બોલાવ્યો. પ્રધાને નીચે ઉતરી શંકરના ચરણમાં પ્રણામ કર્યા સાત સાત વર્ષે અતિશય ગાંભીર્ય ધરતા એ કુમારે આશીર્વચન ઉચ્ચાર્યા અને આટલી તકલીફ ઉઠાવવાનું કારણ પૂછ્યું. પ્રધાને નમ્રભાવે રાજાના આમંત્રણની હકીકત રજુ કરી ત્યારે મંદ હાસ્ય કરીને બાળક શંકર બોલ્યા 'અમારે બ્રહ્મચારીઓને ભિક્ષા માગીને જમવું, મૃગચર્મ પહેરવું, ત્રિકાલ સ્નાન વગેરે કરવું, એ ધર્મ છે હાથી પર ચડીને રાજદરબારમાં આવી શોભા વધારવી એ અમારૂ કામ નથી રાજાને મારો સંદેશ આપજો કે તમારી ભેટની શંકરને જરૂર નથી રાજાનો ધર્મ છે કે દરેક વર્ણને આજિવિકા મળે તેવી સગવડ કરી આપવી

રાજાને શંકરનો સંદેશો મળતાં જ એ પોતે કાલડી ગામે આવી પહોંચ્યો અને બાળમિત્રોથી વીંટળાએલા શંકરને ચરણે પડ્યો. પોતે રચેલાં ત્રણ સંસ્કૃત નાટકો[2] એણે ભેટ ધર્યાં શંકરે રાજા સાથે વાર્તાલાપ કરી ભેટ લાવેલ ધન આસપાસના ગરીબ લોકોને વહેંચી આપવા કહ્યું

બાલશંકરની કીર્તિ જેમ જેમ પ્રસરવા લાગી તેમ તેમ વિદ્વાનો તેને મળવા આવવા લાગ્યા શંકર શાસ્ત્રો, ઉપશાસ્ત્રો અને પ્રગટ અપ્રગટ ગ્રંથો વાંચવામાં ગુંથાએલ રહેતો હતો એના મનમાં સંસાર પ્રત્યે પૂર્ણ વિરક્તિ અને સંન્યાસ પ્રત્યે પૂર્ણ આસક્તિ જામતી જતી હતી ચોમેર ફેલાઈ રહેલા મતમતાંતર અને અસત્ય અનાચાર સાંભળીને એના બાલમન ઉપર ગંભીર અસર થતી હતી પોતાની માતા પાસે વારંવાર પોતાની ઈચ્છા એ પ્રગટ કરતા હતા છિન્નભિન્ન થઈ ગયેલા સમાજને એકમતમાં લાવી, સન્માર્ગે દોરવા માટે અને પોતાના આત્માના કલ્યાણ સારૂ સંન્યાસ એ જ ઉત્તમ માર્ગ લાગતો હતો પણ આ એક પુત્ર જ જેનો આધાર હતો એવી માતા સંન્યાસ માટે રજા આપતી ન હતી

## સંન્યાસ

એકવાર અકસ્માત બન્યો શંકર નદીમાં ગયેલ ત્યાં એનો પગ મગરે પકડ્યો શંકરે બૂમ પાડી માને બોલાવી મા દોડી આવી 'મા, મા મગરે મારો પગ પકડ્યો છે અને મને છોડતી નથી મને તું સંન્યાસ લેવાની રજા આપતો છોડે' આવા શંકરના વચન

---

[2] बाल रामायणम्, बाल भारतम् અને 'विद्धशाल भंजिका' એ ત્રણ પ્રસિદ્ધ નાટકો શંકરાચાર્યના સમકાલીન રાજશેખરસુરિ નામના રાજાએ રચેલા છે એ જ આ રાજા રાજશેખર એવું અનુમાન વિદ્વાનો કરે છે કારણ કે શંકર વિજયમાં શ્રી માધવાચાર્યે રાજશેખરના મેળાપનું જે વર્ણન કર્યું છે તે વાંચતા ઉપરોક્ત હકીકત ખરી હોય એમ લાગે છે

સાંભળી પુત્રપ્રેમી માતાએ રજા આપી. મગરે પગ મૂકી દીધો અને શંકરે બહાર નીકળી તુરત જ સંન્યાસ લઇ ઘર છોડી દેવાની તૈયારી કરી. આ પ્રસંગ એક રૂપક જેવો લાગે છે. 'સંસારરૂપી મગરે મને પકડયો છે અને સંન્યાસ લઉં તો જ છૂટું' એવું શંકરનું કથન હોવું જોઇએ એવી કેટલાક વિદ્વાનોની વાત મને વધારે વ્યાજબી લાગે છે.

ગમે તેમ હો પણ માતા પ્રત્યેના અનન્ય પ્રેમને લીધે તેને આઘાત વહોંચાડી સંન્યાસ ન લેતાં શંકરે આ રીતે સંન્યાસ લેવા માટે ગૃહત્યાગ કર્યો. માતાને આશ્વાસન આપ્યું કે માંદગીમાં તારી સારવાર કરવા હું જાતે હાજર થઇશ અને તારી એવી માન્યતા છે કે પુત્ર પિંડ ન આપે તો અસદ્‌ગતિ થાય તો હું તને પિંડદાન આપીશ!'

આથમતા સૂર્યનાં લાલ કિરણો, વડલાની ડાળે સૂકાતાં વલ્કલની રતાશમાં ભળી જતાં હતાં તે સમયે; નર્મદાના તટ ઉપર આવેલા ગોવિંદનાથના આશ્રમમાં શંકરે પ્રવેશ કર્યો. ગોવિંદનાથ શંકરના ઉજ્જવલ લલાટ સામે અને ચમકતી આંખો સામે જોઇ રહ્યા. એમણે અતિહર્ષથી સંન્યાસની દીક્ષા આપી.

એ વખતે શંકરની ઉંમર ફક્ત આઠ વર્ષની હતી.

ગુરુ ગોવિંદ સ્વામીના આશ્રમમાં શંકર ૭ વર્ષ રહ્યા. તે દરમ્યાન તેમણે જુદાં જુદાં શાસ્ત્રોનું અવલોકન કર્યું. અને પોતાના મનમાં અદ્વૈતમતની દઢ શ્રદ્ધા પ્રગટ થઇ. એ શ્રદ્ધાને જોરે અને અત્યંત કુશાગ્ર બુદ્ધિથી પોતાના મતનું સમર્થન કરવા અને એકમતના ઝંડા નીચે આખા રાષ્ટ્રને એકત્રિત કરી સમાજને સુવ્યવસ્થિત કરવા કાશી તરફ પ્રયાણ કર્યું.

કાશીમાં આવતાં જ ગંગા કિનારે શંકરાચાર્ય ફરતા શિષ્યો વીંટળાવા લાગ્યા. પંદર વર્ષના આ અદ્‌ભુત કુમાર પાસે પંચાવન વર્ષના વૃદ્ધો શિર ઝુકાવવા લાગ્યા.

## અભેદભાવ

એકવાર એક અતિશય કાંતિમાન કુમાર શંકરને ચરણે આવી પહોંચ્યો. એ છેક કાવેરીને તીરેથી આવેલો હતો. શંકરે એની જિજ્ઞાસા જોઇને બ્રહ્મજ્ઞાનનો ઉપદેશ આપ્યો. અને સર્વ વાદમાં અદ્વૈતવાદ શ્રેયસ્કર છે એ અનુભવગમ્ય ભાષામાં સમજાવ્યું. એ શંકરનો પ્રથમ શિષ્ય બન્યો. એનું નામ સનંદન. ત્યારબાદ એક પછી એક તરુણો અને વૃદ્ધો શંકરનું શિષ્યત્વ ગ્રહણ કરવા લાગ્યા.

શંકરાચાર્યની બાળવય, અગાધ જ્ઞાન, ચમત્કારિક વ્યક્તિત્વ એ બધું જોઇને દૂર દૂરથી પંડિતો એના દર્શન માટે આવવા લાગ્યા.

એમાં એકવાર વિરોધીઓને શંકરની પ્રતિષ્ઠા તોડવાનું મોટું બહાનું મળ્યું. અને શંકરાચાર્યના અદ્વૈતવાદની આકરી કસોટી થઇ.

બપોરે ગંગાતીરે શિષ્યો સાથે શંકરાચાર્ય ચાલ્યા જતા હતા એ વખતે એક ચંડાળ ચાર મોટા શિકારી કુતરા સાથે સામો મળ્યો. શંકરાચાર્યે એકદમ બૂમ પાડી 'ચંડાળ, એક બાજુ ખસી જા' એટલે એ વિદ્વાન ચંડાળ ત્યાં જ ઉભો રહ્યો અને શંકરને કહ્યું:–

गच्छ दूरमिति देहमुताहो
देहिनं परिजिहीर्षसि विद्वन्।
भिद्यतेऽन्नमयतोऽन्नमयं किं
साक्षिणश्च यतिपुङ्गव साक्षी॥

'હે પંડિતરાજ, તમે કોને દૂર જવાનું કહો છો? જો આ શરીરને 'દૂર હટ' કહેતા હો

તો એ તમારા શરીરની માફક અન્ન વિગેરેથી બનેલું છે. જો દેહના સાક્ષીરૂપ આત્માને દૂર જા એમ કહેતા હો તો તે તમારા આત્માથી જુદો છે?'

આવો વિલક્ષણ જવાબ સાંભળીને શંકરાચાર્યના હૃદયમાં એકદમ ઉજાસ થયો તેમણે નિરભિમાન મને પ્રત્યુત્તર આપ્યો કે 'તમારું કહેવું તદ્દન સત્ય છે. આજથી તમારા આત્મવેત્તાના કથન અનુસાર હું આ ચાંડાળ છે, અસ્પૃશ્ય છે એવી ભેદબુદ્ધિનો ત્યાગ કરું છું'

કાશીક્ષેત્રમાં શંકરાચાર્યના આ અભેદભાવ સામે ખળભળાટ મચ્યો પણ કોઈ પંડિતની હિંમત એમની સામે આવીને વાદ કરવાની ચાલી નહિ અને શંકરના આ આત્મતાની શિષ્યોએ શ્રદ્ધાપૂર્વક, બુદ્ધિપૂર્વક અભેદભાવનો સ્વીકાર કર્યો.

કાશીમા કેટલોક સમય ગાળ્યા બાદ શંકરાચાર્ય હિમાલયની તળેટીમા બદ્રિકાશ્રમ જઈ વસ્યા. ત્યાં ઉપનિષદ અને વેદાંત ઉપર ભાષ્યો રચ્યા અને શિષ્યોને તે ભણાવ્યા

## મત પ્રચાર

હિમાલયના શાંત સાત્વિક સ્થળમા, તત્ત્વજ્ઞાનના ઊંડા અભ્યાસમાં, શંકરાચાર્યના દિવસો ચાલ્યા જતા હતા. પરંતુ સારા ભરતખંડમાં વ્યાપી રહેલ મતમતાંતર એમનાથી સહ્યા જતા ન હતા અને એ પ્રત્યેક મતાગ્રહની પાછળ જે પાંડિત્ય, બુદ્ધિપૂર્વકની દલીલો, શાસ્ત્રોના પ્રમાણોમા રહસ્યસ્પર્શ રહેલા હતાં, તેને પંડિતાઈ, કુશાગ્રબુદ્ધિ અને શાસ્ત્રોના પ્રમાણથીજ પરાજિત કરવા જોઈએ એમ શંકરાચાર્યને લાગ્યુ અને શિષ્યો સહિત હિમાલયના શિખર ઉપરથી જડતાની ઝાડીને બાળવા દાવાનળ ઉતરે તેમ ઊતરી આવ્યા

અને સોળવર્ષના એ તરુણ સંન્યાસીએ હિંદનો એક છેડેથી બીજા સુધી પ્રવાસ શરૂ કર્યો. અસ્તવ્યસ્ત થયેલ સમાજને એકત્ર અને વ્યવસ્થિત કરવા માટે માથુ હાથમાં લઈને અદ્વૈતવાદનો ધ્વજ ધારણ કરીને સંગ્રામ શરૂ કર્યો.

કાશીક્ષેત્રમાં પુનઃ પ્રવેશ કરતાંજ શંકરાચાર્યને સમાચાર મળ્યા કે કુમારિલ ભટ્ટ નામનો વિદ્વાન અગ્નિપ્રવેશ કરે છે. શંકરાચાર્ય તેમની પાસે ગયા. કુમારિલ ભટ્ટે છૂપે વેશે બૌદ્ધશાસ્ત્રોનો અભ્યાસ કરી તેનું ખંડન કર્યું હતું. એક શબ્દ જેની પાસે શીખ્યા તે ગુરુ, એ ન્યાયે બૌદ્ધગુરુનો દ્રોહ કર્યો એના પ્રાયશ્ચિત રૂપે બળી મરવાનો એમણે નિર્ણય કર્યો હતો શંકરાચાર્યે તેમને એ નિર્ણય યથાર્થ નથી એમ અનેક રીતે સમજાવ્યું પણ એ વૃદ્ધ તપસ્વી જીવતરથી કંટાળ્યા હતા તેમણે શંકરાચાર્યનું શારીરક ભાષ્ય જોયુ. તેના એક એક અધ્યાય ઉપર હજાર હજાર વાર્તિક પોતે કરી શકે એમ કહ્યું. આખરે રજા લેતા શંકરાચાર્યને કહ્યુ, તમે માહિષ્મતી નગરીના મહાપંડિત મંડનમિશ્રને મળો તે મોટા કર્મકાંડી છે, તેની સાથે શાસ્ત્રાર્થ કરી તેને તમારો સિદ્ધાંત સમજાવશો તો હજારો પંડિતો અને અનેક કર્મકાંડીઓ કર્મકાંડપણામાથી મુક્ત થશે.

## મંડનમિશ્ર

શંકરાચાર્ય સીધા નર્મદા તીરે આવેલી એ મહાનગરીમા આવી પહોંચ્યા મંડનમિશ્ર સમર્થ પંડિત હતો, શાસ્ત્રવિદ અને અગ્નિહોત્રી હતો. શંકરાચાર્યે પાદરમા પાણી ભરતી પાણીઆરીઓને પૂછ્યુ કે મંડનમિશ્રનુ ઘર ક્યા છે?

જે ઘરના બારણામા પ્રેમતાજ સામે સુવર્ણ-પિંજરમા બેઠેલી મનોહર મેનાઓ, 'વેદવાક્ય સ્વત પ્રમાણ છે કે શાસ્ત્રાધારે પ્રમાણ છે,' 'કર્મ ફળ આપે

કે ઈશ્વર ફળ આપે છે ?' જગત નિત્ય છે કે અનિત્ય છે ? એવા તત્વજ્ઞાનના ગહન પ્રશ્નો પર દિનરાત વિચાર કરે છે એ ઘર મંડન પંડિતનું છે એમ જાણજો.

મંડનમિશ્ર કોઈપણ સંન્યાસીને પોતાના ઘરમાં આવવા દેતો નહિ તેમજ ભિક્ષા આપતો નહિ પણ સન્યાસી શંકરની તેજસ્વિતા અને પ્રશ્નોત્તર થતા એણે 'બોલો ભિક્ષામા શું લેશો? એમ પૂછ્યું.'

શંકરાચાર્યે દ્વૈત અને અદ્વૈતવાદ ઉપર વિવાદ કરવાની યાચના કરી. મંડનમિશ્રે એનો સહર્ષ સ્વીકાર કર્યો.

જે સમયે ધનધાન્યથી દેશ સમૃદ્ધ હતો. જે સમયે પહેરવાઓઢવા, ખાવાપીવા વગેરેનો પ્રશ્ન ન હતો તે સમયે ધાર્મિક અને નૈતિક સિદ્ધાંતો ના મતભેદને કારણે પ્રજા માનસમા તીવ્ર મંથન ચાલી રહ્યું હતુ અને કોઈને સુખશાન્તિ મળતી ન હતી. એવે સમયે મહાપંડિતો પોતાના મતનુ સમર્થન કરી જગતના હિતને માટે એજ એક માન–શાંતિનો–કાયમી સુખનો કલ્યાણકારી માર્ગ છે એમ સાબીત કરવા મથતા હતા.

**મહાન સંવાદ**

માહીષ્મતી નગરીના મહાપંડિતોની મહાસભા મળી દેશભરમા સુપ્રસિદ્ધ એવા બે વિદ્વાન શિરોમણી તત્વચર્ચા કરવા તૈયાર થયા હતા એ તત્વના નિર્ણય ઉપર સમાજના આખા વહેનને નવીન વળણ મળવાનુ હતુ એક પ્રકારની મહાન ક્રાંતિ થવાની હતી દૂર દૂરના નગરોમાથી પંડિતો આ વાદ સાભળવા એકઠા મળ્યા

ભારતવર્ષના સામાજિક ઇતિહાસની દ્રષ્ટિએ જેટલુ મહત્ત્વ પાડવકૌરવના યુદ્ધને છે તેટલુંજ મહત્વ હતુ આ વાદનું. શંકરાચાર્યે મંડનમિશ્ર સાથેના વિવાદ પછી લગભગ અઢાર મતનું ખંડન કર્યું. એ દરેક વાદને કોઈ મહાન વિજેતાના સંગ્રામ જેટલું જ મહત્ત્વ હતું. કોઈ ચક્રવર્તિ એક પછી એક દેશ ઉપર વિજય મેળવતો સમસ્ત દેશનો સમ્રાટ બની એક ઝંડા નીચે આખા રાષ્ટ્રને લાવે તેમ શંકરાચાર્યે અન્ય મતોનુ ખંડન કરી સમસ્ત ભારતવર્ષમાં એક અદ્વૈતમતનુ સામ્રાજ્ય ફેલાવ્યુ.

દેશદેશના વિદ્વાનોથી સભામંડપ ચિક્કાર ભરાઈ ગયો બે ઉંચા આસન ઉપર એક બાજુ તરુણ સંન્યાસી શંકરાચાર્ય અને સામી બાજુ મહાપંડિત મંડનમિશ્ર બિરાજ્યા. અને હારજીત નક્કી કરવા માટે સરપંચ તરીકે મંડનમિશ્રની વિદુષી પત્ની ઉભયભારતીને શંકરાચાર્યે પસંદ કરી મંડનમિશ્રે એ વાતનો સ્વીકાર કર્યો સાક્ષાત સરસ્વતી જેવી ઉભયભારતી સર્વ શાસ્ત્રના સારને જાણનારી હતી. એણે મધ્યસ્થ આસનનો સ્વીકાર કરી વાદ શરૂ કરવાની આજ્ઞા કરી

સભાઓ, ઠરાવો, મતપ્રતિપાદન, મતભેદ, દ્વેષભાવ વગેરે આ યુગમા પ્રધાનપણે ચાલી રહ્યા છે પુરાણા કાળમાં એને માટે કેવી રીત હતી તે જોવા માટે થોડી વિગતમા ઉતરીએ –માધવ-ચાર્યની અત્યંત પ્રાસાદિક વાણીનો થોડો પરિચય કરવા જરા સંસ્કૃત શ્લોકોનો નમુનો પણ જોઈએ

ઉભય ભારતી એ વાદ શરૂ કરવાનુ કહેતા જ યતિવર્ય શંકરે પોતાનો અદ્વૈતમત નીચે પ્રમાણે રજુ કર્યો.

ब्रह्मैकं परमार्थ सच्चिद्मल
विश्वप्रपञ्चात्मना
शुक्तीरूप्य परात्मनेव
बहलाद्यानावृतं भानते ॥

तज्ज्ञानान्निखिलप्रपंचनिलया
स्वात्मल व्यवस्थापरम् ।
निर्वाणं, जनिमुक्तमभ्युपगत
मानं श्रुतेर्मस्तकम् ॥

નિર્દોષ, ચૈતન્યમય, સતરૂપ એવું જે પરબ્રહ્મ એ જ એક જગતના આધાર રૂપ છે અજ્ઞાનને કારણે છીપનીમા રૂપાનો ભ્રમ થાય છે તેમ તેનામા આ પ્રપંચનો આભાસ માત્ર થાય છે. એ પરમ ચૈતન્યના જ્ઞાને કરીને અનુભવ કરવો એ જ પરમ શાંતિનો ઉપાય છે. આને માટે ઉપનિષદો ( વેદાત સાર રૂપ) પ્રમાણ છે.

આ રીતે પોતાનો મત રજુ કરતા સાથોસાથ પ્રતિજ્ઞા કરી કે:—

वादे जये यदि पराजयभागह स्यां ।
सन्यासमङ्ग परिहृत्य कषाय चैलम् ।
शुक्लं वसीय वसनं द्वय भारतीय
वादे जयाजयफलप्रतिदीपिकास्तु ॥

જો કે વાદમા મારી જીત ચોક્કસ છે, છતાં કદાચ મારો પરાજય થશે તો હું આ ભગવાનો ત્યાગ કરી સફેદ વસ્ત્ર ધારણ કરીશ આપણી હારજીતનો નિર્ણય આ ઉભયભારતી કરશે

આવી ઉદાર પ્રતિજ્ઞા સાભળીને મંડનમિશ્રે પણ પોતાનો મત રજુ કર્યો

वेदान्ता न प्रमाणं चितिवपुषि
पदे तत्र संगत्ययोगा–
त्पूर्वो भागः प्रमाणं
पदचयगमिते कार्यवस्तुन्यशेषे।

शब्दानां कार्यमात्र प्रति
समधिमता शक्तिरभ्युन्नतानां
कर्मभ्यो मुक्तिरिष्टा तदिह
तनुभृतामायुषः स्यात्समाप्ते. ॥

કાર્ય કારણ રહિત ચૈતન્યરૂપ પરબ્રહ્મને સાબીત કરવા માટે શબ્દોની પદાર્થશક્તિવાળા ઉપનિષદ્ પ્રમાણભૂત થઈ શકે નહિ. અને વેદોના પહેલા ભાગમા યજ્ઞાદિ કર્મ કરવાનો અનુરોધ કરેલો છે. મનુષ્યોએ મરણ પર્યંત કર્મ કરતા રહેવું જોઈએ અને એને અંતે જ પરમ શાંતિ પમાય છે એવો મારો દૃઢ મત છે.

મત રજુ કરીને તરત જ પ્રતિજ્ઞા કરી કે—

वादे कृतेऽस्मिन्यदि मे जयान्य–
स्तयोर्दितात्स्याद्विपरीत भाव ।
येच त्वयाऽभूद्धदिता प्रसाद्ये
जानाति चेत्सा भविता यधुर्मे ॥

જો આ વાદમા મારો પરાજય થશે તો હું ગૃહસ્થાશ્રમનો ત્યાગ કરી સંન્યસ્ત ગ્રહણ કરીશ અને તમારા કહેવા મુજબ હારજીતના નિર્ણય માટે આ ઉભયભારતી મધ્યસ્થ અને તે મને કબુલ છે

સર્વ શાસ્ત્રોનો પાર પામેલા જગતના હિતાર્થે આયુષ્ય ગાળવાવાળા એ બે મહારથીઓ વિવાદ ચલાવવા લાગ્યા ત્યારે સકળ સભા આશ્ચર્યમુગ્ધ બનીને સાભળી રહી

આ મહાન્ અને અદ્ભુત સંવાદનુ માધવાચાર્યે અત્યત રોચક ભાષામા વર્ણન કરેલુ છે. એ જેટલુ તત્ત્વ નિરૂપણની દૃષ્ટિએ ઉત્તમ છે એથી વિશેષ સાહિત્યની દૃષ્ટિએ ઉત્કૃષ્ટ છે

દિવસો વિતવા લાગ્યા તેમ વાદનો રસ જામતો ગયો, તેમ સાભળનારા વિદ્વાનોની ભીડ જામતી ગઈ બન્નેના મનમા એક બીજાના મતનું ખંડન કરવાની તીવ્ર ઇચ્છા છતાં કોઇના હૃદયમા રજ માત્ર ક્રોધ આવતો ન હતો.

અને મધ્યસ્થ નીમાયેલી પંડિતા ઉભય ભારતી સવારમા વાદ શરૂ થતા બન્નેના ગળામા

માળા નાખી રસોઈ પકાવી આવતી હતી અને બપોર થતાં બન્નેને જમવા માટે બોલાવી જતી હતી.

अन्योन्यमुत्तमखण्डयतां प्रगल्भै
वद्धासनौ स्मितविकासि मुखारविंदौ
न स्वेदकम्प गगनेक्षणशालिना वा
न क्रोधवाक्छलमवादि निरुत्तराभ्याम्॥

એક બીજાના મતનું ખંડન કરતા બન્ને જણ દૃઢ આસન વાળીને સામસામા બેઠા હતા. સંવાદ તીવ્રપણે ચાલી રહ્યો હતો છતાં કોઈને પરસેવો વળતો ન હતો, શરીર કંપતું ન હતું, જવાબ મેળવવા માટે આકાશ સામે જોવું પડતું ન હતું. એકાએક નિરુત્તર થઈ જવાથી ભોંઠાપણ છુપાવવા યુક્તિપ્રયુક્તિ કરવી પડતી ન હતી. બન્નેનો વિવાદ સરળતાથી વહેતા ઝરણ માફક વહી રહ્યો હતો.

આખરે મંડનમિશ્ર નિરુત્તર થયો એટલે ઉભયભારતીએ શંકરાચાર્ય જીત્યા છે તેવો નિર્ણય જાહેર કર્યો. પરંતુ પ્રતિજ્ઞા પ્રમાણે મંડનમિશ્ર સંન્યાસ ગ્રહણ કરે તે પહેલાં એ બુદ્ધિમાન સ્ત્રીએ નવો મુદ્દો રજુ કર્યો:—

अपि तु त्वयाद्य न समग्रजितः
प्रथितामणोर्मम पतिर्यदद्द्र
वपुरर्धमस्य न जिता मतिमन्नपि मां
विजित्य कुरु शिष्यमिमम्

પ્રસિદ્ધ પુરુષોના આગેવાન એવા મારા પતિને આપે હજી પૂરેપૂરા જીત્યા નથી. કારણ કે એની અર્ધાંગના હજી અપરાજિતા છે. માટે મારી સાથે વાદ કરો અને મને જીત્યા પછી જ એને આપના શિષ્ય બનાવો.

ઉભયભારતી સાથે વાદ શરૂ થતાં ફરી પાછી સભા મંડળી ઉભરાઈ. ઉભયભારતી સર્વ શાસ્ત્રોમાં નિરુત્તર થઈ ત્યારે એણે કામશાસ્ત્ર ઉપર પ્રશ્નો પૂછ્યા. શંકરાચાર્ય બાલયોગી મૂક રહ્યો. પછી એક માસની અવધિ માગી કામશાસ્ત્રનો અભ્યાસ કરવા નીકળી પડયો. સંન્યાસીના દેહે કામશાસ્ત્રનો અભ્યાસ ન થઈ શકે તેથી અમરક રાજાના તાજા જ મૃત શરીરમાં પ્રવેશ કરી એ શાસ્ત્રમાં નિપુણતા મેળવી.

ઉભયભારતીનો પરાજય થતાં મંડનમિશ્રે સંન્યસ્ત ગ્રહણ કર્યું. ઉભયભારતી પણ શંકરાચાર્યની શિષ્યા બની.

## બલિદાન

શંકરાચાર્ય માહીષ્મતીથી નીકળી મહારાષ્ટ્ર તરફ ગયા. પોતાના મતનો પ્રચાર કરતા તેઓ શ્રીપર્વત નામના પહાડપર આવી પહોંચ્યા. તાન્ત્રિક ક્રિયાઓ કરનાર કાપાલિકોનું ત્યાં જોર હતું. કાપાલિકો ભયંકર રૂપ ધારણ કરતા હતા. અજ્ઞાન લોકો માટે એમની વિદ્યા અગમ્ય અને ભયપ્રદ હતી. શંકરાચાર્યે જ્યાં મુકામ કર્યો હતો તેની નજીકના પ્રદેશમાં એક ઉગ્રભૈરવ નામનો કાપાલિક રહેતો હતો તે ઉગ્રભૈરવ શંકરાચાર્ય પાસે આવીને કહેવા લાગ્યો 'મહારાજ, આપની પાસે એક યાચના કરવા આવ્યો છુ. આપ સર્વજ્ઞ છો, નિર્મળ પરબ્રહ્મસ્વરૂપ છો. મારે શંકરના હોમ માટે કોઈ રાજા અથવા સર્વજ્ઞનું મસ્તક જોઈએ છીએ. કૃપા કરી આપ મારી આટલી યાચના પૂર્ણ કરો.'

શંકરાચાર્યે હસીને કહ્યુ કે 'જો કે મારા મસ્તકથી તારો હેતુ સિદ્ધ નહિ થાય છતાં તું યાચવા આવ્યો માટે તારી ઇચ્છા પૂરી કરવા મારું માથું તને આપીશ. પણ અત્યારે મારા શિષ્યો તારા પર ક્રોધે ભરાશે માટે હે સાધનશ્રેષ્ઠ ! હું સામેના પહાડ પરના વટવૃક્ષ નીચે કાલે સવારે સમાધિમાં બેસીશ ત્યારે આવીને મારું માથું કાપી જજે.'

ઉગ્રભૈરવ રાજી થઇને ઘેર ગયો. નીમેલે સ્થળે ઠરાવેલા વખતે ઉગ્રભૈરવ ખડ્ગ લઇને આવ્યો. જુએ તો નાકની અણી ઉપર દૃષ્ટિને સ્થિર કરીને બલિદાનની ભાવનાથી સ્વસ્થપણે શંકર સ્વામી બેઠા છે. મૃત્યુંજયની શાંતિ ચહેરા પર વિલસી રહી છે. કાપાલિકે ખડ્ગ ખેચ્યું, શંકરાચાર્યનું માથું ઉડાવવા જાય છે ત્યા તેમનો પ્રિય શિષ્ય સનંદન અચાનક એ સ્થળે આવી પહોંચ્યો અને કાપાલિકના હાથમા ખડ્ગ જોતાંજ દોટ દીધી ઉગામેલું ખડ્ગ જોર કરીને ઝુંટવી લીધું અને ઉગ્રભૈરવનું શિર ધડથી જુદું કર્યું. શંકરાચાર્ય સમાધિમાંથી જાગી ગયા; જુએ તો ઉગ્રભૈરવનુ માથું તરફડે છે. સનંદનના હાથમા લોહીવાળી તલવાર જોઇ કંપકાભરી આંખે કહ્યું 'આવી જીવહિંસા યોગ્ય નથી. આવુ કામ હવે કદી ન કરવું.'

ત્યાંથી ઉઠીને સ્નાન કરી શંકરાચાર્ય સનંદન સહિત પર્ણકુટિમા આવ્યા અને જાણે કશું બન્યુ જ નથી તેમ ભાષ્ય શીખવવા લાગ્યા

### હસ્તામલક

કેટલાક સમય પછી ફરતા ફરતા શંકરાચાર્ય શ્રીવલી નામના ગામડામા આવી પહોંચ્યા. ત્યા એક પ્રભાકર નામનો પંડિત રહેતો હતો. એને કોઇ જાતનું દુ:ખ ન હતુ પણ એકનો એક પુત્ર તેર વરસનો થયો. છતા જડની માફક બોલ્યા ચાલ્યા વિના એકઠોર બેસી રહેતો હતો. ભણવા જાય નહિ, રમવા જાય નહિ, મરજી પડે તો ખાય નહિ તો ભૂખ્યો રહે. છોકરાઓ ગમ્મતમાં મારી જાય તો પણ બોલે નહિ. શંકરાચાર્યને આ બાળક બતાવ્યો. શંકરે બાળકને માથે હાથ મૂકી પૂછ્યું, 'તું કોણ છે ? શા માટે આમ વર્તે છે ?' જવાબ અદ્ભુત મળ્યો. માબાપને આમ ઘામ ઉભેલા ચકિત બન્યા:

नाहं जडः किंतु जडः प्रवर्तते
मत्सनिधानेन न सदिहे गुरो
षडूर्मि षड्भावविकारवर्जितं
सुखैकतानं परमस्मि तत्पदम् ॥

'હે ગુરો ! હું જડ નથી પણ આ શરીરાદિ જડપદાર્થ છે તે મારા સમીપ રહેવાથી પ્રવર્તે છે. આ વાતમાં મને કશો સંદેહ નથી. *છ ઊર્મિ અને છ ભાવવિકાર રહિત કેવળ સુખરૂપ પરમપદ તે હું છું.' આટલું કહીને એણે બાર શ્લોકમા આખું તત્ત્વજ્ઞાન રજુ કર્યુ. એ ઉત્તમ પ્રેરણાત્મક કાવ્યો 'હસ્તામલક સ્તોત્રને નામે *ઓળખાય છે. હાથમાં આંબળાની* માફક જેને સત્ય લાધ્યુ તેનું નામ હસ્તામલક જ રાખ્યું શંકરાચાર્ય એને પોતાની સાથે લઇ ગયા.

### માતાની ઉત્તરક્રિયા

એવામાં એકાએક સમાધિ વેળાએ શંકરાચાર્યને માતાનું સ્મરણ થયું. તરતજ તેઓ પોતાને ગામ ગયા. જઇને જુએ તો માતા બિમાર હતા. શંકરને મળીને શાંતિથી તેમણે દેહ મૂક્યો.

માતાની ઉત્તરક્રિયા શંકર જાતે જ કરવાના હતા. 'સંન્યાસીએ માતાની અંત્યેષ્ટિક્રિયા કરી શકાય નહિ.' એમ કહી પિતરાઇ તથા કુટુંબીઓએ વાંધો ઉઠાવ્યો. પરંતુ શંકરાચાર્યે તેની દરકાર ન કરતા માતાને આપેલ વચન મુજબ સર્વ ક્રિયા જાતે કરી *આખી નાતિમાં* મોટો કોલાહલ મચ્યો. 'સંન્યાસી નથી પણ શંકર ધુતારો છે. પંડિત નથી પણ કોઇ ધર્મદ્રોહી છે' એવી નિંદા સાંભળતા અને લોકોના અજ્ઞાન ઉપર હસતા શંકરાચાર્ય પ્રવાસે નીકળ્યા.

* શોક, મોહ, ક્ષુધા, પિપાસા, જરા અને મૃત્યુ છ ઊર્મિ; જન્મવું, જન્મ્યા પછી જીવવું, વધવું ફેરફાર થવો, ઘટવું અને નાશ પામવો એ ભાવવિકાર

## મઠસ્થાપન અને નિર્વાણ

શંકરાચાર્યે હવે પોતાના જીવનનું મહત્વનું કાર્ય સર્વમતવાદી સાથે સંવાદ અને મઠ-સ્થાપવાનું શરૂ કર્યું. પોતાના મુખ્ય શિષ્યો સુરેશ્વર, પદ્મપાદ, હસ્તામલક, તોટકાચાર્ય વગેરે સાથે દેશભરમાં ફરવા નીકળ્યા. રામેશ્વરથી કાશ્મીર સુધી પ્રવાસ કર્યો. શાકત, બૌદ્ધ, જૈન, સાંખ્ય, સ્માર્ત, વૈષ્ણવમત અને ગણપતિ, વરૂણ, વાયુ, અગ્નિ, યમ, કુબેર, ઈંદ્ર, મન્મથ, ભૈરવ, વરાહ, શિવચિહ્ન, સૂર્ય, ચંદ્ર, મંગળ, વગેરેના ભક્તો સાથે વિવાદ કરી પોતાનો અદ્વૈતવાદ ફેલાવવાનો પ્રયાસ કર્યો. બધા મળીને ૧૦૩૨ મતાનુયાયી સાથે સંવાદ કર્યો. અને ભારતવર્ષ ઉપર અદ્વૈતવાદનું મોજું ફરી એક-વાર ફરી વળ્યું. આ દિગ્વિજય યાત્રા દરમ્યાન અનેક મઠો સ્થાપ્યા. મુખ્ય દ્વારકા, શૃંગેરી, કાશ્મીર મંડળ અને ગોવર્ધન મઠ છે. ચારે મઠમાં ચાર મુખ્ય શિષ્યોનો અભિષેક કર્યો. દરેક મઠમાં ફરતા રહી વિદ્યાવિવાદમાં છેવટનો અભિપ્રાય દર્શાવી એકમત રાખવા ઉભય-ભારતીને યોજવામાં આવી. શંકરાચાર્યના ચાર મહાન શિષ્યો સુરેશ્વરાચાર્ય, (મંડનમિશ્ર) હસ્તામલક, તોટકાચાર્ય અને પદ્મપાદનું એક જ શ્લોકમાં માધવાચાર્યે યથાર્થ વર્ણન કર્યું છે:—

पुमर्थाश्चत्वारः किमुत
निगमा ऋक्प्रभृतयः
प्रभेदा वा मुक्तेर्विमलतर
कालोस्य मुखराः ।
मुखा न्याहो धातुश्चिरमिति
विमृश्याथ विबुधा
विदुः शिष्यान्हस्तामलक
मुखराच्छांकरगुरोः ॥

કંઠથી ઘૂંટી સુધી ભગવું અંબર, હાથમાં દંડ કમંડળ, ગળામાં રૂદ્રાક્ષની માળા, તેજસ્વી કપાળ, ધીર ગંભીર ચાલે ચાલ્યા જતા એ ચાર સંન્યાસીઓને જોઇને લોકો ઘડીભર વિચારમાં પડી જતા હતા. કે આ તે મૂર્તિમંત ચાર પુરૂષાર્થ છે ? ઋગ્વેદાદિ ચારવેદો સ્વરૂપ ધારણ કરી આવ્યા છે ? મુકિતના નિર્મળ એવા ચાર પ્રકારો ઉતરી આવ્યા છે કે બ્રહ્માનાં ચાર મુખ છે ? એમ આશ્ચર્યથી જોઇ રહી, નહિ નહિ આ તો શંકરાચાર્યના પ્રસિદ્ધ શિષ્યો છે એમ બોલી તેમને પ્રણામ કરતા હતા.

કાશ્મીર મંડલમાં થોડો વખત રહી શંકરાચાર્ય બદરિકાશ્રમ ગયા. ત્યાં કેટલોક કાળ ધ્યાન અને અધ્યયનમાં ગાળી કૈલાસ પર્વત પર ગયા. કાર્ય પૂરૂં થયાનો સંતોષ શંકરાચાર્યના ચહેરાપર સ્પષ્ટ જણાતો હતો, શારીરક ભાષ્ય આદિ ગ્રંથો અને સ્તોત્રો મળી તેમણે ૧૬૯ પુસ્તકો લખ્યાં હતાં. કૈલાસમાં જ શંકરાચાર્યે સમાધિ લીધી. એ સમયે તેમની ઉમર ફકત ૩૨ વર્ષની હતી.

હિંદુધર્મ અને આ ધર્મપ્રધાન રાષ્ટ્રના સુકાનીઓમાં શંકરાચાર્ય જેવા યુગપુરુષ વિરલે છે.

# આંતરરાષ્ટ્રિય આંદોલનો

શ્રી. ભાસ્કરરાવ વિદ્વાંસ

## સ્પેનનો આંતરવિગ્રહ

સ્પેનનો આંતરવિગ્રહ આજે લગભગ પાંચ માસથી ચાલુ છે. આ વિગ્રહનું પરિણામ ચોક્કસ શું આવશે તે કહી શકાય એવી સ્થિતિ નથી. છેલ્લા એક માસથી બળવાખોરોએ રાજધાની માડ્રિડ ને પણ ઘેરો નાખ્યો છે. અને હલ્લા ચાલુ છે. હજી માડ્રિડ પડયું નથી. બળવાખોરોના નેતાએ જેટલો જલદી વિજય કલ્પ્યો હતો તેટલો જલદી વિજય મળે તેવા ચિહ્નો નથી. સરકાર પક્ષે મદદ અને સાધનની ઉણપ હોવા છતા દેશનું તેમજ રાજધાનીનું રક્ષણ કરવામાં પુરુષો સ્ત્રીઓ અને બાળકો સુદ્ધાં સામાન્ય જનતાએ જે પરાક્રમ બતાવ્યું છે તે ખરેખર પ્રસંશનીય છે, અને સાધનોની પ્રચૂરતા સામે સામાન્ય લોકોનો મક્કમ નિશ્ચય કેટલું કરી શકે છે તેનો પુરાવો છે.

યુરોપમા નવા યુગની શરૂઆત થયા પછી અને સ્પેને દક્ષિણ અમેરિકાની સંપત્તિ પોતાને ઘેર આણ્યા પછી સ્પેનનો પ્રભાવ કમી થયો. અને ઔદ્યોગિકરાજ્યો આગળ આવ્યાં, સ્પેન ઔદ્યોગિક રાષ્ટ્ર બની શક્યું નહિ અને તેથી પાછળ પડતું ગયું છેલ્લા મહાયુદ્ધ પછી પણ સ્પેન પ્રથમ પંક્તિના રાષ્ટ્ર તરીકે ગણાતું નહોતું, ત્યાં શું ચાલે છે તે જાણવાની કોઈને ઝાઝી દરકાર પણ નહોતી. યુરોપમા થતી ઉથલપાથલોની અસર સ્પેન ઉપર થઇ નહોતી. તેમ સ્પેનમાં થતી ઉથલપાથલોની અસર બહાર જણાઇ નહોતી.

યુરોપમાં બધે રાજાઓની સત્તા નાબૂદ થઇને પાર્લામેન્ટરી પ્રથા શરૂ થઇ, છતાં ૧૯૩૧ સુધી સ્પેનમા તો રાજાશાહી ચાલુ હતી જેને અંગ્રેજીમાં ફ્યુડેલીઝમના નામથી ઓળખવામાં આવે છે, તેવા સ્થિતિ સ્પેનમાં ચાલતી હતી અંતે ૧૯૩૧ માં પ્રજાપક્ષનું જોર વધતા ત્યાંના રાજા આલ્ફોન્સોને ગાદીત્યાગ કરવો પડ્યો અને પ્રજાતંત્રની સ્થાપના થઇ

ત્યારથી આજસુધીમા સ્પેનમાં અસ્થિરતા રહી છે. લગભગ પાંચત્રાર આજસુધીમાં બળવા થયા છે. પ્રજાતંત્ર નવુંજ સ્થપાયેલું હોવાથી ત્યા હજી જૂના પક્ષો ચાલુ છે અને નવા જુના પક્ષો વચ્ચે નિરંતર સંઘર્ષણો થયા કરે છે. પણ ધીમેધીમે પ્રજાપક્ષ—જેમા મજૂરો અને ખેડુતોનો સમાવેશ થાય છે—જોર ઉપર આવતો ગયો અને અત્યારસુધી જેમના હાથમા સત્તા હતી તેમની સત્તા ઘટવા માડી. જમીનદારોની જમીનો ખેડુતોને સોંપવાના કાયદા પણ થયા. રાજકીય બાબતોમા અને શાળાઓમા ધર્મની સત્તાઓ હતી તે બિલકુલ કમી કરી નાખવામાં આવી. ઉદ્યોગપતિઓની સામે મજૂરવર્ગે પણ પોતાનું માથું ઉંચક્યું. આ અને આવા અનેક બનાવોથી આજદિન સુધી જે લોકોના હાથમા સત્તા હતી તે વર્ગ અસંતુષ્ટ થતો ગયો

આજે સ્પેનમા જાણે કે ફેસીસ્ટ અને સામ્યવાદી એવા બે જ પક્ષો હોય અને તે બન્નેની વચ્ચે આ વિગ્રહ ચાલતો હોય એવું દેખાય છે ખરી રીતે ત્યા અત્યારે જે સરકાર છે તે પુરેપુરી સામ્યવાદી નથી પણ મજૂર, ખેડૂત વિગેરેના ઉદ્દામ તેમ જ વિનીત પક્ષો, બધા જ આ વખતે પોતાના વિરોધો ભૂલી જઇને એક થઇ ગયા છે અને બળવાખોરોએ તેમને એક થવાની ફરજ પાડી છે બળવાખોરોમા રાજાવાદી, ધર્માધિકારીઓ, જમીનદારો, ઉદ્યોગપતિઓ વિગેરે લોકો છે તે લોકોએ સ્પેનમાથી સામ્યવાદ હાંકી કાઢવાનું બીડું ઝડપ્યુ છે, અને તેમ જાહેર પણ કર્યું છે આ બધા લોકોને ફેસીસ્ટ ગણવામા આવે છે એટલે બન્ને પક્ષોમા મતમતાંતરો હોવા છતા સ્વાભાવિક રીતે જ સ્પેન આજે બે પક્ષોમા વહેચાઇ ગયેલું છે એક ફેસીસ્ટ અને બીજો સામ્યવાદી.

ગયા જુલાઈની ૧૮ મી એ સ્પેનમા ફેસીસ્ટ લોકોએ બળવાનો ઝંડો ફરકાવ્યો. શરૂઆત મોરોક્કોમાથી થઇ યોજના એમ હતી કે ઉત્તરમાંથી જનરલ મોલા રાજધાની ઉપર ધસારો કરે અને દક્ષિણમાથી જનરલ ફ્રાન્કો ધસારો કરે. ઉત્તરના સૈન્યે પ્રમાણમાં ઠીક પ્રગતિ કરી. પણ દક્ષિણના સૈન્યને માડ્રિડ સુધી પહોચતાં ભારે પડયું. બહુ જ ટૂંક વખતમા આખા સ્પેનમાં ફેસીસ્ટ સત્તા સ્થાપન કરી દેવાની જનરલ ફ્રાન્કોની મુરાદ હતી અને જેટલી ઝડપે જુદી જુદી જગાએ બળવો ફાટી નીકળ્યો તે જોતાં તેણે રાખેલી આશા યોગ્ય હતી એમ લાગે પણ લોકપક્ષે ધાર્યા કરતાં વધારે કડક સામનો કર્યો: તેથી આજે આ વિગ્રહને પાચ માસ વીત્યા છતા હજી અંત આવ્યો નથી.

આજે સ્પેનના આતર વિગ્રહે આંતરરાષ્ટ્રિય વિગ્રહનું સ્વરૂપ લીધું છે. જો કે ખુલ્લી રીતે આજે કોઇપણ રાષ્ટ્ર કોઇ પક્ષની મદદે ગયેલું નથી છતાં જુદાં જુદા રાજ્યો જુદી જુદી મદદો એક યા બીજી રીતે મોકલ્યા કરે છે. સ્પેનના બળવાખોરોને ઇટલી અને જર્મનીએ મદદ આપી છે અને આજ દિવસ સુધી તેમની મદદ ચાલુ છે આ મદદના જોર ઉપરજ બળવાખોરો ટકી રહ્યા છે. રશિઆએ પણ પાછળથી સ્પેનની • સરકારને મદદ આપ્યાનુ કહેવાય છે ફ્રાન્સ આ આતરવિગ્રહમાં ન પડવાને માટે પ્રયત્નો કર્યા કરે છે અને તેના પ્રયત્નમા બ્રિટન પોચો પોચો પણ સાથ પુરાવે છે છતાંયે આ બધાંજ રાજ્યો આજે સ્પેનના વિગ્રહમા ગુંથાઈ રહ્યા છે અને તેથી સ્પેનનો પ્રશ્ન એ યુરોપનો પ્રશ્ન થઇ પડયો છે વસ્તુત આ યુદ્ધ માત્ર દેશની અદરનું જ છે એવું નથી, તેમજ બહારના રાષ્ટ્રો વિગ્રહમા આડકતરી રીતે મદદ આપ્યા કરે કે તેની પાછળ અર્થ ગણાની ગણિયારની

પણ કલ્પના નથી આજે આખો યુરોપ જુદા જુદા રાજ્યોમા વિભક્ત થયેલો છે એમ કહેવાને બદલે બે ભાવનાઓમા વિભકત થયેલો છે એમ કહેવુ વધારે યોગ્ય છે આ બે ભાવના તે ફેસીઝમ અને સોશ્યાલીઝમની છે જર્મની અને ઇટાલી ફેસીસ્ટ છે અને તેથી સ્પેનમા બળવાખોરો જીતે એમ તેઓ ઇચ્છે છે રશિયા સોશ્યાલીસ્ટ છે અને તેથી ત્યાની સરકાર જીતે એમ તે ઇચ્છે છે ફ્રાન્સની સરકાર આજે સામ્યવાદી નથી પણ છતા થોડે ઘણે અંશે સમાજવાદી તત્વો ઉપર ચાલવાનો પ્રયત્ન કરે છે એટલે સરકાર જીતે એ તેને ગમે છે પણ જર્મનીની બીકે આજે સ્પેનના પ્રશ્ન ખાતર યુદ્ધનુ જોખમ ખેડવા તૈયાર નથી તથી કોઇએ કોઇ પક્ષને મદદ ન કરવી એવા પ્રયત્નો તે કર્યા કરે છે અને બ્રિટનને પોતાનામા ભેળવવા માગે છે

પણ સ્પેનના આંતર્વિગ્રહનુ મહત્વ બીજુ પણ છે આજે ભૂમધ્ય સમુદ્ર ઉપર ઇટાલી ધીમે ધીમે પોતાની સત્તા વધારતુ જાય છે. છેલ્લા બે ત્રણ વર્ષોના બનાવો ઉપરથી ભૂમધ્ય સમુદ્રનો કાબુ મેળવવાની ઇટાલીની યોજના વધારેને વધારે સ્પષ્ટ થતી જાય છે એમ સમજાય છે કે બળવાખોરોની સાથે મુસોલીનીએ સંધી કરી છે આ સંધી મુજબ ઇટાલી બળવાખોરોને મદદ આપે તેના બદલામા સ્યુટા (Ceuta) અને માઇનોર્કા ટાપુઓ ઇટાલીને આપવાના છે આ બન્ને જગ્યાએ ઇટાલી કિલ્લેબંદી કરે એટલે ઇંગ્લાંડનુ જીબ્રાલ્ટર જોખમમા આવે અને જીબ્રાલ્ટર અને માલ્ટા વચ્ચેની લાઇનમા ઇટાલી ભંગાણ પાડી શકે ઇટાલીનો આ ભૂમધ્ય સમુદ્ર કબજે કરવાનો ઉદ્દેશ ધ્યાનમા લઇએ તો તે બળવાખોરોને શા માટે મદદ આપે છે તે સમજાય એવુ છે

જર્મનીએ સામ્યવાદને યુરોપમાથી દેશનિકાલ કરવાનુ બીડુ ઝડપ્યુ છે એટલે જ્યા જ્યા સામ્યવાદની વિરુદ્ધ પ્રયત્નો કરવામાં આવે ત્યા ત્યા શકય હોય તો મદદ કરવા સદાય તૈયાર છે અને યુરોપમા જર્મની ફેસીસ્ટોની સત્તા સ્થાપન કરવા માગે છે પોર્ટુગાલ ફેસીસ્ટ છે અને સ્પેનમા પણ જો ફેસીઝમ શરૂ થાય તો માત્ર ફ્રાન્સનો જ—સવાલ બાકી રહે ફ્રાન્સની બને બાજુએ ફેસીઝમની સ્થાપના કરીને ફ્રાન્સને જર્મની દબાવવા માગે છે તેથી જર્મની પણ બળવાખોરોને મદદ કરે છે જો સમાજવાદી સરકાર સ્પેનમા જીતે તો સ્પેન, ફ્રાસ અને રશિયા એક બાજુ થતા જર્મનિ જોખમમા આવી પડે તેવુ છે એટલે હરકોઇ ઉપાયે બળવાખોરોને જીતાડવા તેના પ્રયત્નો ચાલુ છે

રશિયા સ્વાભાવિક રીતે જ સ્પેનની સમાજવાદી સરકારને મદદ કરે જોકે સ્પેનને મદદ આપવા માટે રશિયાને જોઇતી અનુકુળતા નથી અને દન તુરત બને તો યુદ્ધમા ન ઉતરવુ એવી રશિયાની નીતિ છે

પણ જર્મની અને ઇટાલી બળવાખોરોને મદદ આપ્યા કરે તો એકે જાતની મદદ પણ સ્પેનની સમાજવાદી સરકારને ન કરતા હાથ જોડીને બેસી રહેવુ રશિયાને પાલવે તેમ નથી જર્મનીને એ રીતે બળવાન થવા દેવા રશિયા માગતુ નથી એટલે મોડી મોડી પણ મદદ આપ્યાનુ સમજાય છે

ફ્રાન્સની પરિસ્થિતિ વિકટ છે જર્મની અને ફ્રાન્સની દુશ્મનાવટ વર્ષોથી ચાલી આવે છે છેલ્લા મહાયુદ્ધ પછી જર્મનીને જે હીન દશામા ફ્રાસે મૂકી દીધુ હતુ તે હીટલર ભૂલ્યો નથી જર્મનિ તરફના આક્રમણની બીક ફ્રાન્સને સતત લાગ્યા જ કરી છે અને તેથી જર્મનીની સત્તા વધતી અટકાવવાના દરેક પ્રયત્નો ફ્રાન્સે કરવા જોઇએ ઉદાર ભાવનાની દૃષ્ટિથી પણ ફ્રાન્સની અર્ધસમાજવાદી સરકાર સ્પેનની સમાજવાદી સરકારને મદદ આપે તે બરાબર છે છતા ફ્રાસ

યુદ્ધનુ જોખમ ખેડવા તૈયાર જણાતું નથી અને તેથી સ્પેનના આંતરવિગ્રહમાં કોઇ માથું ન મારે એ માટે તેણે પ્રયત્નો કર્યા. અલબત્ત! એ પ્રયત્નોમા પ્રથમથીજ નડતર નડયા કરી છે ઇટાલી અને જર્મનીએ શાબ્દિક સંમતિ દર્શાવ્યા છતા વાસ્તવિક રીતે બળવાખોરોને મદદ આપ્યા જ કરી છે અને પરિણામે ફ્રાંસનો હેતુ બર આવતો નથી જોકે ફ્રાંસનુ હિત તો સ્પેનમા બળવાખોરોની સત્તા ન જામે તેમા જ સમાયલુ છે

ઇંગ્લેંડની સ્થિતિ પણ ફ્રાંસના જેવી જ વિકટ છે ફેસીઝમ અને કોમ્યુનીઝમમા જો પસંદગી કરવી પડે તો જરૂર ફેસીઝમને જ ઇંગ્લેંડ પસંદગી આપે જીબ્રાલ્ટરના પોતાના માર્ગ ઉપર સમાજવાદી લોકો બળવાન થાય તેવુ ઇંગ્લેંડ ઇચ્છી શકે જ નહિ અને તેથી સ્પેનની ચાલુ સરકારને ઇંગ્લેંડ મદદ ન કરે એ સંભવિત છે પણ ઇંગ્લેંડને ભય છે કે તે ના ઇટાલીના ઇંગ્લેંડનો ભૂમધ્ય સમુદ્રનો રસ્તો એ સામ્રાજ્યની ધોરી નસ છે એબીસીનીયાના વિજયથી તેમ જ ટ્રીપોલીની જીતથી આ રસ્તાને ઇટાલીએ જોખમમા મૂકેલ છે અને હવે જો ઉપર બતાવ્યા મુજબ જીબ્રાલ્ટરની પડખે ઇટાલી થાણું નાખે તો ઇંગ્લાંડનુ હિત પુરેપુરૂ જોખમમા આવે આ દૃષ્ટિએ જોતા કોઇપણ ઉપાયે ભૂમધ્ય સમુદ્ર ઉપર ઇટાલી બળવાન ન થાય એવી ખબરદારી ઇંગ્લાંડે રાખવી જોઇએ પણ ઇંગ્લાંડની દ્વિધા સ્થિતિ ધારો લીધે કોઇ પણ નિર્ણયાત્મક પગલુ ઇંગ્લેંડ ભરી શકતુ નથી ઇંગ્લેંડમા કેટલોક વર્ગ આજે જર્મનિ સાથે સહાનુભૂતિ ધરાવે છે તેથી પણ જર્મનિની સામે પગલા લેતા ઇંગ્લેંડ અચકાય છે આ બધું જોતા બળવાખોરો ન જીતે એમા જ ઇંગ્લાંડને લાભ રહેલો છે કારણ, તોજ જીબ્રાલ્ટર પરનો ઇંગ્લાંડનો કબજો સુરક્ષિત રહે; આમ કરવા જતા સમાજવાદી સરકાર સ્થપાય તેનુ શુ? ઉપરાંત સ્પેનમાં જો સમાજવાદી સરકાર સ્થપાય તો પોર્ટુગાલ પણ સમાજવાદી બને. અને આજે પોર્ટુગાલ ઉપર ઇંગ્લાંડનો જેટલો પ્રભાવ છે તે કમી થઇ જાય. જર્મનિની વસાહતો ઇંગ્લાંડે લીધી છે. આજે જર્મનિ વસાહતોની માગણી કરે છે. ઇંગ્લાંડનો ઇરાદો પોર્ટુગાલની વસાહતો જર્મનિને આપીને હિટલરને સંતોષવાનો હોય એમ જણાય છે પણ એ બાબત સિદ્ધ કરવાને માટે પોર્ટુગાલ પર બ્રિટનનો પ્રભાવ કાયમનો રહેવો જોઇએ. અને સમાજવાદી સરકાર સ્પેનમાં સ્થપાતા આ પ્રભાવને ધક્કો લાગવાનો પુરેપુરો સંભવ છે. આ બધુ જોતાં ઇંગ્લેંડ શા માટે પોતાની નીતિમા અનિશ્ચિત છે તેનો ખ્યાલ આવી શકે તેમ છે.

આ વિવેચન ઉપરથી જોઇ શકાશે કે સ્પેનનો આંતરવિગ્રહ માત્ર સ્પેનનો જ રહ્યો નથી પણ આખા યુરોપનો બની ગયો છે. છતા ઇટાલી અને જર્મનિ જેવા રાજ્યો જોખમ ખેડીને પણ પોતાના ઉદ્દેશને પહોંચી વળવા જેટલા તત્પર છે તેટલી તત્પરતા બીજા રાજ્યે બતાવી નથી પરિણામે સ્પેનમા બળવાખોરોનું બળ વધતુ જાય છે અને એકવાર રાજધાની હસ્તગત થઇ જાય તો પછી બળવાખોરોનો વિજય નિશ્ચિત વસ્તુ બને અને તો યુરોપમાં ફેસીસ્ટ સત્તા બળવત્તર બનતી જાય. અને લોકશાહીને થોડા વખત માટે દેશવટો મળે પણ છેલ્લા દિવસોના બનાવો બતાવે છે કે મેડ્રીડ જીતવુ જનરલ ફ્રાંકોને ભારે પડ્યુ છે પ્રજા પોતાના સ્વાતંત્ર્ય માટે છેલ્લામા છેલ્લી હદ સુધી કેવો બચાવ કરી શકે છે અને કેવું જોર બતાવી શકે છે તે જોવા માટે સ્પેનના જુદાં જુદાં શહેરોએ કરેલા બચાવના વર્ણનો વાંચવા જેવા છે

સ્પેનમા કયો પક્ષ જીતશે અને આતર વિગ્રહ કયુ સ્વરૂપ લેશે તેનું ભવિષ્ય ભાખી શકાય નહિ તે સયોગો ઉપર આધાર રાખે છે પણ કયાં કયા આતર રાષ્ટ્રિયબળો આ વિગ્રહમા કામ કરી રહ્યા છે તે સમજાવવાનો આ પ્રયત્ન છે દુનિયા સામે આજે 'ફેસીઝમ કે કોમ્યુનીઝમ' એ આજનો પ્રશ્ન છે જ યુરોપની સામે ( એ પ્રશ્ન ઉગ્ર સ્વરૂપમા છે અને સ્પેનની ભૂ( ઉપર જ આ સવાલનો નિકાલ થવાનો હોય ( ના નહિ દરમ્યાન દરેક પ્રગતિશીલ વિચારકની સહાનુભૂતિ લોકપક્ષ તરફ હોય તે સ્વાભાવિક છે

## સોવીએટનુ નવું બંધારણ

સોવીયેટ રશીઆએ પોતાનુ નવુ બધારણ ઘડી કાઢ્યુ છે અને હવે તેનો અમલ પણ ચાલુ થશે તેની સામે સાધક બાધક અનેક પ્રકારની ટીકાઓ પણ થઇ છે સમાજસત્તાવાદીઓ આ નવા બધારણને સોવિયેટની પ્રગતિરૂપે ગણાવે છે જ્યારે મુડીવાદીઓ તેને પીછેહઠ કરનાર કહે છે, અને અતે મૂડીવાદીનો વિજય રશિયામા કેમ થતો જાય છ–રશિયા પોતના બધા અખતરા પછી મૂડીવાદ તરફ પાછુ કેમ આવતુ જાય છે એ બાબત આ બધારણ ઉપરથી સિદ્ધ કરે છે અને રાચે છે

અલબત્ત નવુ બધારણ એમ તો નથી જ બતાવતુ કે રશિયા સપૂર્ણ સામ્યવાદી બન્યુ છે પણ સક્રાતિકાળમાથી પસાર થતા થતા પોતાના નવા તત્રને જોખમમા નાખે એવા તત્ત્વો ઉભા ન થવા દેવા માટે જે કડકાઇ આ નવા તત્રમાં ઓછી વતી સ્પષ્ટરૂપે જોઈ શકાય છે અને પોતાની વર્ગવિહીન સમાજ રચનામા ઉત્પન થતો જતો વિશ્વાસ બતાવે છે સામાન્ય માણસ તરીકે આ બધારણમા જેટલુ ધ્યાન આપવા જેવુ દેખાય તે બાબત ઉપર આપણે માત્ર દ્રષ્ટિપાત કરી લઇશુ

બધારણનો સૌથી અગત્યનો ફેરફાર આજ સુધીની ચાલતી એકજ વર્ગની સત્તા બધ કરવામા આવી તે છે આજ સુધી રશિયામા માત્ર મજુરવર્ગના હાથમાજ સરમુખત્યારી હતી અને વર્ગવિહીન સમાજ પ્રસ્થાપિત ન થાય ત્યાસુધી આ રીતે એકજ વર્ગની સરમુખત્યારી (Proletarian Dictatorship) હોવી જોઇએ એવુ પ્રતિપાદન કરવામા આવતુ હતુ નવા બધારણને આ મજુરવર્ગની સરમુખત્યારી લઇ લીધી છે અને ખરી પ્રજાકીયસસ્થા પ્રતિનિધિસત્તા દાખલ કરવામા આવી છે એટલે આજે સામાન્ય રીતે બીજા બધા દેશોમા જેવા પાર્લામેન્ટરી પ્રથા દાખલ કરવામા આવી છે, એવાજ સ્વરૂપની પ્રથા દાખલ કરી છે માત્ર નવા બંધારણમાં કોઇ એ વર્ગ બીજા વર્ગ ઉપર સત્તા ચલાવતો નથી કારણ કે રશિયામા વર્ગો હવે નાબુદ થયા છે અથવા તે જે કાંઈ અવશેષો રહ્યા હશે તે સમાજસત્તાવાદના સિદ્ધાતને અડચણ કરી શકે એવા પ્રબળ નથી એવી લોકોને ખાતરી થઇ લાગે છે અને તેથી તેમણે આ પગલુ ભર્યુ છે ડીમોક્રસી તરફનુ તેમનુ આ પગલુ એ સૌથી મહત્ત્વનો ફેરફાર છે મૂડીવાદી લોકો આ ફેરફારને પીછેહઠ માને છે પણ વસ્તુત તેમ નથી મજુરવર્ગની સરમુખત્યારી એ તો સક્રાતિકાળનીવ્યવસ્થા હતી એકવાર સમાજ વર્ગો વગરનો થઇ જાય પછી એક વર્ગની સરમુખત્યારીનો સવાલ રહેતોજ નથી અને એ અનુસાર બહુ થોડા કાળમા સોવિયેટ એ સ્થિતિએ પહોચી શક્યુ ગણાય સતતસ આજ સુધી રશિયામા એકવર્ગના હાથમા રાજકીયસત્તા હતી તેને બદલે હવે આખા સમાજના હાથમા સત્તા આવી છે

આ સિદ્ધાંતને જ અગે તેમણે હવે નક્કી ફેરફાર કર્યો તે ચુટણીનો અત્યાર સુધી અમુક વર્ગજ ચુટણીનો અધિકારી હતો તેને બદલે હવે ખાસ કોર્ટે કોઇનો અધિકાર છીનવી ન લીધો હોય એવી વ્યક્તિઓ બાદ કરતા સોવિયેટ

યુનિયનની દરેક ૧૮ વરસની ઉપરની ઉંમર લાયક વ્યક્તિને જાતિભેદ રંગભેદ વર્ગભેદ વગર મતાધિકાર આપવામાં આવ્યો છે.

## ખાનગી મિલકત.

ખાનગી મિલકતની બાબતમાં ત્રણ વર્ગો પાડવામાં આવ્યા છે. ઉત્પત્તિનાં કારખાનાં, રેલ્વે, બેંક વગેરે જેવા મોટાં અને અગત્યનાં સાધનો બધાં રાજ્યહસ્તક છે. સામૂહિકખેતીની પ્રથા શરૂ છે ત્યાંનો સામાન તેમજ જમીન કાયમને માટે તેમને સોંપી દેવામાં આવી છે ખેડૂત પોતે પોતાના જ શ્રમથી ઉત્પાદન કરતો હોય તો જેટલા પ્રમાણમાં તેનું ખેતર, હથીયારો, ઘરનું રાચરચીલું વગેરે ઉપર પણ તેને ખાનગી માલીકીનો હક આપવામાં આવેલ છે, તેવીજ રીતે કોઇ કારીગર જો માત્ર પોતાનાજ શ્રમથી કોઇ ધંધો ચલાવવા માગતો હોય તો તેવો ધંધો ચલાવવાનો અને તેમાંથી નિપજતી સંપત્તિની માલેકીનો અધિકાર નવા બંધારણ પ્રમાણે આપવામાં આવ્યો છે. એટલે વ્યક્તિની પોતાની કમાણી ઉપરના અને તેના ભોગવટા ઉપરના હક્કને રાજ્યે સ્વીકાર્યો છે. અને એટલા પ્રમાણમા ખાનગી માલેકીના તત્વને સ્વીકાર્યું છે. માત્ર જે મિલકત બીજાનું શોષણ કરી શકતી હોય એવી મિલકતનો અધિકાર નથી. તેમજ બીજાનુ શોષણ થઇ શકે એવા ધંધાની છૂટ નથી. બાકી વ્યક્તિ પોતાની કમાણી કરે બચત કરે, અને ઘરનું રાચરચીલુ બનાવે અને પોતાને માટે તેનો ઉપભોગ કરે એવા પ્રકારની છૂટ આપેલી જણાય છે.

ન્યાયખાતાને કારોબારીથી બીલકુલ સ્વતંત્ર રાખવામાં આવ્યું છે. અને ન્યાયાધિશો ઉપર ત્યાંની સુપ્રીમ કાઉન્સીલની સત્તા છે. અને દર પાંચ વરસે આ સુપ્રીમ કાઉન્સીલ ત્યાંની સુપ્રીમ કોર્ટના ન્યાયાધીશોની ચૂટણી કરશે ન્યાયાધીશો માત્ર કાયદાનેજ આધીન રહેશે.

## શહેરીના હક્કો

યુનિયનના દરેક શહેરીને કેટલાક ધ્યાન ખેંચે તેવા હક્કો આપવામાં આવ્યા છે. જેમકે કામ કરવાનો હક્ક સમાજની કોઇ પણ વ્યક્તિને બેકાર ન રહેવા દેવાનું અને એ રીતે કમાણી વગરની ન રહેવા દેવાનું અભયવચન આપવામાં આવ્યુ છે. સાત કલાકનો દિવસ રાખવાનું તથા દરેક વ્યક્તિને ચડતે પગારે વરસમા અમુક દિવસ રજા મેળવવાનો અધિકાર આપવામાં આવ્યો છે, વૃદ્ધાવસ્થામા, માંદગી એવી બાબતો માટેના વેતનનો અધિકાર પણ આપવામા આવેલ છે, એટલે કે રાજ્યની શાળામાં દરેકને પ્રાથમિક શિક્ષણ મફત અને ફરજીયાત રાખ્યું છે અને ઉચ્ચ શિક્ષણ પણ યોગ્યતા પ્રમાણે અને મફત મેળવવાનો દરેકને અધિકાર છે

જીવનના દરેક દરેક ક્ષેત્રમાં સ્ત્રીને પુરુષની જેટલાજ બધા અધિકારો આપવામા આવ્યા છે ઉપરાંત સ્ત્રીઓની ગર્ભાવસ્થા દરમ્યાન તેમજ પાછળથી પણ બાળકની સંભાળ લેવાનું રાજ્ય માથે લે છે.

ધાર્મિકવિધિ કરવાની તેમજ ધર્મવિરુદ્ધ પ્રચાર કરવાની છૂટ દરેક વ્યક્તિને આપવામાં આવી છે. તેમજ વાણીસ્વાતંત્ર્ય, મુદ્રણસ્વાતંત્ર્ય મંડળો બનાવવાનું સ્વાતંત્ર્ય, તથા સભાસ્વાતંત્ર્ય દરેક વ્યક્તિને આપવામા આવ્યું છે.

સોવીયેટ રાજ્યતંત્રની સામે આજ સુધી ઘણાનો વિરોધ આ વ્યક્તિ સ્વાતંત્ર્યના અભાવ સંબધેજ હતો. અને સાચો પણ હતો. જે વર્ગ પદભ્રષ્ટ થયો છે—એ વર્ગ પોતાનું ગમે એકત્ર કરીને ગમે ત્યારે પણ પોતાની નવી સ્થપાયેલી સમાજ સત્તાને ઉથલાવી ન પાડે એની સાવચેતી આજ દિન સુધી રાખવામા આવતી હતી પણ હવે નવા બંધારણમા જેમ ઉપર જોઇ ગયા તેમ લગભગ દરેક પ્રકારનું સ્વાતંત્ર્ય વ્યક્તિને

આપવામાં આવ્યું છે વાણી સ્વાતંત્ર્ય અને સભાસ્વાતંત્ર્ય સાથોસાથ સંઘો બનાવવાનું સ્વાતંત્ર્ય પણ આપવામાં આવ્યું છે. અલબત્ત સમાજસત્તાવાદના મૂળ સિદ્ધાંતની વિરુદ્ધ તો કશું જ થઈ નહિ શકે. રાજ્યના મૂળભૂત પાયાને ઉથલાવી પાડવાનો પ્રયત્ન તો રાજદ્રોહ જ ગણાય છે પણ એ સિવાયની બાબતોમાં મતભેદ બતાવવાની અને વિરોધ પ્રગટ કરવાની તથા ટીકા કરવાની છૂટ મળી હોય તેવું જણાય છે. મતલબ બીજા કોઈપણ રાજ્યોમાં જેટલા પ્રમાણમાં વ્યક્તિસ્વાતંત્ર્ય છે તેટલા પ્રમાણમાં તો છે જ. કેટલાક રાજ્યોમાં રાજ્યના મૂળભૂત સિદ્ધાંતોની વિરુદ્ધમાં પણ સંઘો સ્થાપી શકાય છે ખરા, પણ એ તો એવા દેશમાં આવા સંઘો તદ્દન મૂળભૂત સિદ્ધાંતોમાં જુદા પડતા જ હોતા નથી. અથવા છે તો તેઓ હજી એટલા નિર્બળ કે સ્થાપિત સરકારને તેનો ભય નથી, અને જ્યાં એવો ભય લાગ્યો ત્યાં દરેક જગ્યાએ પ્રતિનિધિ સત્તાત્મક પદ્ધતિ નાબુદ થઈને સરમુખત્યારી શરૂ થઈ ગયેલી આપણે સ્પષ્ટપણે જોઈ શકીએ છીએ. એટલે વ્યક્તિસ્વાતંત્ર્યને આપણે આટલી મર્યાદામાં સમજવું જોઈએ

બંધારણની બીજી વિગતોમાં ઉતરવાની જરૂર નથી જણાતી પણ જેટલી બાબતો ધ્યાન ખેંચે તેવી જણાય કે એટલી તરફ જ ધ્યાન ખેંચ્યું છે. સોવિયેટ તંત્ર તરફ ગમે તેવો મત ધરાવનારાને આ બંધારણ જરૂર વિચારણીય લાગશે અને આજ સુધીની સોવિયેટ શાસનપ્રથાથી જેઓ જ્ઞાત હશે તેઓને જણાયા વગર રહેશે જ નહિ કે સોવિયેટે રાજ્યપ્રથામાં અને પોતાની સ્થિરતાની બાબતમાં ઘણી વાર પ્રગતિ કરી છે આજની દુનિયામાં પ્રતિનિધિ સત્તાક-પ્રજાસત્તા રાજ્યોમાં એક નવીન ઉમેરો થાય છે ઉપરાંત આ ડીમોક્રસી હોવા છતાં વર્ગવિહીન સમાજની સત્તા છે એટલે સાચા અર્થમાં સમાજના હાથમાં સત્તા સોંપાય છે અને તેથી જ્યાં જ્યાં પાર્લામેન્ટરી પ્રથાનું ભવિષ્ય આજે તોળાઈ રહ્યું છે એવા દેશોમાં આ બંધારણ અને તેના અખતરા અભ્યાસ કરવા યોગ્ય બનશે એમાં શંકા નથી

●

## નવી ભીખ

'હું તો શેઠ, કરો ખરીદ, ખરચો આ રંકને," બોલીને,
ઉભો ઝૂકતો આર્જવ પ્રતિકૃતિ જેવો અરે કેદીઓ
એ શું વેચી રહ્યો ન તે નિરખવા આંખે ગયું. પૂછતું
વીંધાતું ઉર આ નવી ભીખ વિષે 'એનું હશે મૂળ ક્યાં'?

અજ્ઞાત

# ઉધઈનો પ્રશ્ન

મગનભાઈ પ્રભુદાસ દેશાઈ

શ્રીમદ્ રાજચંદ્રની જયંતિને નિમિત્તે બોલવાનો આ બીજો પ્રસંગ સાંપડતાં મને સહેજે થયું કે મારે શી વાત કરવી? આપને ખબર હશે કે આ જયંતી ઉત્સવ શ્રી જૈન સાહિત્ય પ્રકાશન મંડળના ઉપક્રમથી આપણે ઊજવીએ છીએ. આવા ઉત્સવોમાં એ જ ઉચિત કાર્ય છે કે, પ્રસ્તુત મહાપુરુષનો આપણે ગુણાનુવાદ કરીએ. પણ તેમાંથી એકધારાપણાની અરુચિ ન જન્મે તે માટે આપણે ગુણાનુવાદ કરવાની લોકપ્રિય પદ્ધતિઓ યોજવી જોઈએ. જો કે કરવો છે તો ગુણાનુવાદ જ, કેમકે નહીં તો જયંતી ઊજવીએ શું કામ?

આથી કરીને, ઉપરોક્ત મંડળે એક એવો ખ્યાલ રાખ્યો છે કે, શ્રીમદ્‌ને પ્રિય એવા ધર્મ, અહિંસા, સત્ય, જીવન આદિ સનાતન તત્ત્વોનું જ અનુશીલન આ પ્રસંગે હોવા છતાં, તે જો વર્તમાન પ્રશ્નોની છાયામાં કરાય તો ઉત્તમ અર્થ સરે: ગુણાનુવાદની એ પદ્ધતિ લોકરુચિકર થાય, અને એ જ સાચો 'અનુવાદ' પણ નથી?

મંડળના આ વિભાગને માન આપી મેં મારો આજનો વિષય નક્કી કર્યો છે તેનું મથાળું "ઉધઈનો પ્રશ્ન" રાખ્યું છે તે પરથી કદાચ કોકને એમ થશે કે, આપણાં કપડાં કાગળ અને કાષ્ઠમાળાદિના શત્રુ સમાન આ જંતુનું શું કરવું એ હું વિચારીશ[1] કે તેને અંગે બહુ તો, એમ ઘણી બતાવીશ કે એવા ત્રાસદાયી પ્રાણીઓ પર ક્રોધ આવે છતાં તેમને ન મારવા એ જૈનધર્મની શીખ સાચી છે કે ખોટી છે વગેરે વગેરે આપને આરંભમાં જ ખાતરી આપી દઉં કે એવું કામ કરવાનો મારો વિચાર નથી. એવો પ્રશ્ન આટલી બધી ગંભીરભરી ચર્ચા ને આવો ગંભીર પ્રસંગ ખમી પણ શકે? મારો વિષય તો ઉધઈએ જીવનસમસ્તને અંગે ઉઠાવેલો જે પ્રશ્ન છે તે અહીં જરાક છેડવાનો છે

1 અમદાવાદમાં ઊજવાયેલી શ્રીમદ્ રાજચંદ્ર જયંતિ (તા. ૨૮-૧૨-'૩૫)ને પ્રસંગે આપેલું વ્યાખ્યાન

## ૧

આપને ખબર હશે કે આ નાનકડું લાગતું પ્રાણી એની સમાજવ્યવસ્થામાં અને આખી જીવનવ્યવસ્થામાં પણ માણસને આગી ગયેલું છે આટઆટલા સૈકા બાદ પણ આપણે બુદ્ધિગર્વી પ્રાણી કયા આગળ આવીને ઉભા છીએ? ભાઇ ભાઇના ગળા કાપતા આપણું હૃદય ધડકે છે? ઉલટું ગર્વ અને અધમ આનંદ નથી માણતુ? ધર્મ અને વિચાર તથા વિજ્ઞાનના નામ લેતા છતાં એ બધાની વિડંબના જ સાધારી નથી થઇ રહી? વ્યવસ્થાશક્તિ અને યોજનાબુદ્ધિ તથા સગઠનબળ હોવા છતા એનો ઉપયોગ સફળ વાડા બાંધી અન્યોન્યના મોરચા માંડવામા નથી આવી રહ્યો? અપાર વિજ્ઞાન-ભાર વધતાં છતા, જગતમા રોગ અશૌચ અને ત્રાસ તથા અર્થતંત્રનો ગોટાળો જ નથી વિકસ્યા? યા તેમા કાંઇક થયુ છે તો તેનુ મુખ્ય લક્ષણ સ્વાર્થ અને સંકુચિત અનુદારતા જ નથી? આ દુખદ ચિત્ર લબાવવા જરૂર નથી—આપણ સૌ સમક્ષ તે આજ તરવરે છે

એની સામે આ ક્ષુદ્ર જંતુ ઊધઇ જુઓ સમૂહજીવનની સંપૂર્ણતાએ પહોંચેલું એ લાગે છે એણે ભારે જ્ઞાનપૂર્ણ લાગતી અને સંપૂર્ણ વિજ્ઞાનશુદ્ધ જીવનવ્યવસ્થા ને સમાજતંત્ર રચ્યા છે એનુ ચિત્ર અહી આલેખવા બેસું મને માટે અસ્થાને લબાણ થઇ જાય આટલું કહું કે, જેમને આ અદ્ભુત પ્રાણી વિષે ખબર ન હોય, તથા જેઓ સમાજ વ્યક્તિ અને જીવન જેવા ગંભીર વિષયોનો કાંઇક આમૂલાગ્ર વિચાર કરવા ઇચ્છતા હોય તે સૌને મારી આગ્રહભરી વિનતી છે કે, તેઓ સમર્થ યુરોપીય ફિલસૂફ મેટરલિંકકૃત 'ઊધઇના જીવન'[૨] ને શ્રી કિશોરલાલ ભાઇએ કરેલો સુંદર અને સરળ અનુવાદ વાંચે

એ ગ્રંથ જીવનવિષયક તત્ત્વજ્ઞાનની ચર્ચા કરનારો છે અને આજના મારા વ્યાખ્યાનનો વિષય મૅટરલિંકે જ એમા ઉઠાવેલો છે તે કહે છે ઊધઇ ની આ જીવન કથા મનુષ્યને માટે એક ભારે પ્રશ્ન ઉઠાવે છે એ વાંચવા પરથી તમે જોશો કે આ જંતુનું જીવન આપણે માટે આદર્શભૂત છે એવુ જીવન હજી આપણે નથી ઘડી શક્યા તેથી કરીને આજ આપણને લાગે છે કે એવું સંપૂર્ણ સમૂહજીવન ઘડવામા આપણા સુખશાંતિની ચાવી છે' જેમકે, આજ યુરોપમા પ્રવર્તતી સામાજિક ફિલસૂફીઓ લગભગ એમજ બતાવે છે કે માનવ પુરુષાર્થની ઇતિ સમૂહજીવનમા થશે સમૂહજીવન સુંદર ને શાસ્ત્રશુદ્ધ ઘડો તો સૌ સારા વાના થશે આ ગ્રંથની મૅટરલિંક ની ચર્ચા આ માન્યતા પર કુહાડો મારનારી મને લાગી છે તે કહે છે 'આ દષ્ટિ દૂષી ને એકાંતિક છે એ ઊધઇઓએ ગ આ રાગને એમના જીવન પ્રયોગથી નથી બતાવ્યું? જુઓ તેમનું સંપૂર્ણ સમુદાયજીવન છતાં શું એમને સુખશાંતિ છે? એમનો રાફડો એક જેલજ નથી શું? અને એ જેલમા સડીસડીનેય આગળ હવે શું? **तत किम् तत किम्?** એમના નમ્ર જ ને? મગ્નુ એજ ને? બહુ તો વચ્ચે તમે વંશપરંપરા નિર્મી જાઓ તે પણ એજ દુખપર પરા મતત રાખવા સારુ ને?

આ ટૂંકમા ત્યારે ઊધઇનો પ્રશ્ન છે 'કે શુદ્ધ સમૂહજીવન સ્થાપી સુખીને શાંત થવા ભરમાયેલા હે જંતુરાજો અમારા પરથી તમે બોધ લેજો કે એ તમારો મોહમાત્ર છે અમે તો નિસર્ગપ્રેરિત છીએ એટલે તમ સચિત પ્રાણી જેમ કદાચ દુખી નથી એમ તમે માની કે મનાવી શકો પરંતુ તમે બુદ્ધિગર્વીલોક યાદ રાખજો કે સમૂહની એ શિસ્ત એથી તો એકધારી ને નીરસ તમા થશે અરે આ ગણી તા માનવ કે આટલું કરીશુ કે આપણું સુખ સધાશે પણ બધું કર્યા છતાં જીવન પ્રશ્ન તો જ્યાં નો ત્યાંજ છે'

---

[૨] આ પુસ્તક નવજીવન પ્રકાશન મંદિર તરફથી પ્રસિદ્ધ થયેલું છે

અને આ પ્રશ્નનું આજ ખાસ મહત્ત્વ છે, કેમકે આજનો આપણો જમાનો સમૂહસંગઠન ને સમાજરચનામાં જ માનવજીવનની સર્વ સિદ્ધી માની બેસે એવો પૂરો ભય છે. આ બાહ્ય રચનાની વસ્તુઓ જો વિના તારતમ્યભંગથી સમતોલપણે સાધવી હોય, તો તેની પાછળની તત્ત્વદૃષ્ટિ નિર્મળ ને પરિપુષ્ટ હોવી જોઈએ. કામ પૂરતીજ ફિલસૂફી જોવી ને યોજવી એવું પ્રાધાન્ય જો કાર્યને—અને ખાસ કરી તે જડ કાર્યને અપાય, તો ઇતિહાસસિદ્ધ છે કે, તેમાંથી અનુદારતા, ધર્માંધતા અને ઝનૂન જ જન્મે. આજના આપણા યુગનું આ મોટામા મોટું ભયસ્થાન છે. આ ઊધઈના જીવનનો પ્રશ્ન એ જ સ્થાને સંભાળવા આપણને ચેતવે છે.

શ્રીમદ્ રાજચંદ્રના જીવનમાંથી પણ આપણે એ બોધ નથી જોઈ શકતા ? બે વર્ષ પર આજ પ્રસંગે કહેલાં વાક્યો હું આજ યાદ કરું તો માફ કરશો:—

"જીવન સતત પુરુષાર્થમાં સમાયેલું છે, અને તેની પરિસમાપ્તિ માત્ર સમાજની ઐહિક પ્રાપ્તિથી નથી થતી, પણ તેનાથી પર રહેલી એવી આત્મસિદ્ધિથી થાય છે. એ એમના જીવનનો મોટામા મોટો બોધ હું માનું છું. આજના સંઘસત્તાના ને સમૂહબળના યુગમા સામાજિક સિદ્ધિઓ પર આપણે સહેજે વધારે ભાર મૂકીએ છીએ અને તે યુગાનુકૂળ છે. પણ એ ભાર જો જીવનની વ્યાપ્તિમા યોગ્ય પ્રમાણમાં નહી હોય તો તે વિકૃતિ જ કરશે, એ આપણે જોતા જઇએ છીએ. ધન, કીર્તિ, સુખ સંગઠન ઇત્યાદિ સમાજસિદ્ધિઓ એવી પરિમિત વસ્તુઓ છે કે એમને જો જીવનમાં અંતિમ સાધ્યો મનાય ને એ અનુસાર વર્તાય, તો પરસ્પર ઝઘડા, ઇર્ષ્યા, મદમત્સર, વગેરે જાગવાનાં ને જામવાનાં જ, કોઇ પણ રીતે જીવનના મૂળ સિદ્ધાંત સહકારને નહિ સાચવી શકવાના; અનિષ્ટ હરીફાઇ જાગ્યા વિના નહીં રહેવાની. પરિમિત વસ્તુ માટે અપરિમિત આકાંક્ષા રાખનારા અનેક જણ હોય, ત્યાં બીજું શું થાય ? એટલે આ સમાજસિદ્ધિઓ એ જ ને એટલીજ માનવસિદ્ધિઓ છે ને તેની પાર કંઇ નથી એવી જ જે માન્યતા આજે........જાય છે એ ખોટી છે, એમ શ્રીમદ્‌ના જીવનનો પ્રમુખ બોધ આજ યાદ કરવા જેવો છે."

૨

ગયે વર્ષે પંડિત શ્રી સુખલાલજીએ શ્રીમદ્‌ના જીવનના આ અંગ વિષે એક રસિક પ્રશ્ન ઉઠાવેલો કે, 'સમૂહજીવન ને સમાજકાર્યના પ્રાધાન્યયુગમાં, શ્રીમદ્ જેવા, એના વિનાના કોરા કેમ રહી ગયા હશે ?" આ આપણા યુગ માનસનો લાક્ષણિક પ્રશ્ન છે. આપણને સમાજકાર્ય જ ભારે ને ધ્યાનપાત્ર લાગે છે. તેથી કોઇ માણસ અન્ય એકાકી જીવન ગાળે તો આપણને એમાં નિરર્થકતા ને શૂન્યતા કે અનુપયોગિતા જેવું પણ લાગે.[૩] [ અરે, કેટલાક આવું આધ્યાત્મિક જીવન જોઇ એમેય કહેનારા પડ્યા છે, "કેવો સ્વાર્થ ? પોતાના આત્માની શાંતિ સારૂ જ મથે છે !" જાણે કે, સમાજકાર્યમાં મથનારો જીવ એની જ એકાદ સ્થૂળ—સૂક્ષ્મ વાસના ન ફૂટતો હોય એમ ! જાણે કે, સમાજસેવીઓ વીતરાગભય- ક્રોધ થઇ, ત્રિગુણાતીત આચાર કરતા હોય એમ ! અને આ અવળ ગણાતા આત્મજિજ્ઞાસુનો સ્વાર્થ શો, કયો, એ તો વિચારો ? તે જગતના કયા સ્વાર્થમાં ભાગ પડાવવા આવે છે ? એનો કયો સ્વાર્થ છે ભલા ? એ આખા જગતના કામાર્થયુક્ત પુરૂષાર્થમાંથી જ નીકળી નથી ગયો ? પછી

૩ અહીં એટલું કહેતો જાઉં કે, પં. સુખલાલજીએ આ પ્રકારનું કહ્યું નથી. તેમણે તો એક રસપ્રદ શંકા ઉઠાવી છે ને એમ કહી સામાધાન કર્યું છે કે એ રાયચંદભાઈ સ્વભાવે નિવૃત્તિપરાયણ જ હતા, તેથી એમ બન્યું હશે.

સ્વાર્થ જેવી વસ્તુ જ એની આગળ કર્યા રહે છે ? જગતને અભય અર્પી એ નથી જતા શું ? અને એના કાર્યની સામાજિક કિંમત જ નથી એમેય કેમ કહી શકાય ? એટલે, આવું કહેનાર એકજ વસ્તુ બતાવે છે કે આજનો જમાનો સમાજના સમૂહકાર્યોની જોહકીનો છે અને તે એટંને સુધી કે, ' એજ છે ને બીજું કાઇ નહીં ' એવા આગ્રહવાદ–એકાંતવાદ સાથે

આ જ પ્રશ્નને આપણા પ્રમુખ સાહેબે જરા વધારે ઊંડાણમા જઇ હમણાં એક વ્યાખ્યાનમાં છેડયો હતો, [પ્રસ્થાન–૪૬૬] અને તેમા એક મહત્ત્વની ચર્ચા ઉપાડી હતી તેમનુ કહેવુ છે કે, ' આજે સમાજમર્યોના મહત્ત્વનો જમાનો છે, ને તે યોગ્ય જ છે પરંતુ, તેથી એક એવી ભૂલ કરવામા આવે છે કે સમાજકાર્ય કર્યા વિના તમારો પરમ પુરૂષાર્થ–મોક્ષ–નથી સધાવાનો, અરે એ કરો તો જ ને તે દ્વારા જ સધાવાનો છે, ' –આમ સિદ્ધાંત કરાય છે અને તે ઉપર જણાવે છે, 'સમાજકાર્ય', એ ને કે ધર્મઅર્થ કામના ત્રિવર્ગની સાધના ને મોક્ષની સાધનારૂપે સમજવામા બુદ્ધિ વ્યામોહ થતો દેખાય છે

ઉપર હુ કહી આવ્યો તે પરથી આપ અનુમાનશો કે આ વિધાન સાથે હુ ઘણે અંશે મળતો થાઉં છુ ને તે ખરોબર છે તેથી તો મે કહ્યુ કે, સામાજિક કિંમતરીના એકાંતવાદો આજના યુગના લક્ષક ચિહ્ન છે છતા તેમા ભયસ્થાનો છે. ઊધઇનો જ દાખલો લો તેની ઉત્તમતા શી છે ? તણે આ ત્રિવર્ગ-સાધના જ ઉત્તમોત્તમ સાધી એ જ ન ? પણ માત્ર એ એકાંતિક સિદ્ધિથી શુ નિપજ્યુ ? મેટરલિંક કહે છે એમ ઊનની એની કે૦ ઊડી જ ગઇ છે અને શરીર, કેમકે જેમ જેમ ઊધઇ આગળ વધે છે, તેમ તેમ તે વળી ઊંડી જમીનના અંધારપટમા પેસે છે ! એટલે ઊધઇની પણ આપણને ચેતવણી એ જ છે જે શ્રી રસિકભાઇએ આપી છે

પરંતુ, એ પરથી જો એમ જ સમજાય કે તારવાય, કે ત્રિવર્ગસાધના મોક્ષસાધનાથી એક સ્વતંત્ર, નિરાળી ને શુદ્ધ છે, તો મને પૂરો ડર છે કે, આપણે એવી જ ભૂલ સામી દિશામાં જઇને કરીશુ મને લાગે છે કે આપણી ગૌરવપ્રદ શ્રમણસંસ્કૃતિમાં આ જ ભૂલ કઇક અંશે હતી કે, જગજીવનના ત્યાગ વગર પરમ શાશ્વત સુખ નથી એમ એમાં બહુ અંશે મનાયુ છે આવા પ્રકારનો સિદ્ધાંત ઇશુ ખ્રિસ્તેય નહાનો બતાવ્યો ? " ઇશ્વરના રાજ્યમા પ્રવેશવુ હોય, તો પરિગ્રહ ને જગ જ જાગ ખંખેરીને આવ ને ' શ્રમણસંસ્કૃતિના આ તત્ત્વનુ પૂરેપૂરુ મહત્ત્વ માનતા છતા, એમા એક વસ્તુ તરફ આપનુ ધ્યાન ખેંચવા માગુ છુ, અને તે એ કે, મોક્ષ–પુરૂષાર્થને ત્રિવર્ગથી જુદા જ વાડામા પૂરવાથી એકને નિહાળવામા દોષ થાય છે એટલુ જ નહીં બેઉ અધૂરા ને દોષિત જ લાગે છે સાચી દૃષ્ટિ તો એ છે કે જે આ ચારે પુરૂષાર્થો એકીભૂત એકાકાર જીવનાર્થ સમાજે અને પુરૂષાર્થની ચતુર્વર્ગની આપણી મૂળ કલ્પના પણ એક જ અવિભિન્ન પુરૂષાર્થની નથી ? માણસની વાસનાની મૂળભૂત દોષિતતાને માન્યે આ અન્યોન્યાશ્રિત એકાકાર નથી દેખાતો પણ તે જ તો આપણા પુરૂષાર્થનુ રહસ્ય છે કે, જેવો અર્થ અને કામને ધર્મવિરુદ્ધ કરવા અને ધર્મને મોક્ષના શુદ્ધ મન સર્વાતીત લક્ષ્યની છાયામા વિચારવો તો જ વ્યક્તિજીવન ને સમાજજીવન સુસંગત થશે મારે મન આજ આપણી આર્યસંસ્કૃતિનુ મોટામ મોટુ ને સર્વોત્તમ શિક્ષણ છે

કામ અને અર્થને આત્યંતિક કરો અને તે પૂરતી તે સધાય તેટલા પૂરતી નિયમ નિયંત્રણાદિ નીતિ કે સંયમ એ અમારા–

આજ દૃષ્ટિબિંદુથી રાક્ષસસંસ્કૃતિઓ નિર્માતી આર્યશાસ્ત્રોએ નથી બતાવી? રાવણનું રાજ્ય ખરાબ હતું એમ કોઈ કહી શકે? પણ એના રાજ્ય બહાર? આજ જર્મની, ઇટલી, ઇંગ્લંડ જેવા રાષ્ટ્રોની નીતિમાંય શું છે? એમનાં અર્થકામ પૂરતો ધર્મ એ જ આત્યંતિક ધર્મનીતિ, એમ માનીને જ નથી ચલાતું? એમાં જ એનું દૂષણ છે.

અને ધર્મ? એની કલ્પના પણ મોક્ષ-વિચ્છિન્નરૂપે વિચારાય તો કેવી થાય? ઊધઈના રાફડાનું જીવન એના જ ધર્મની પરાકાષ્ઠાનો નમૂનો છે? ધર્મનાં બે મોટાં અંગ –(૧) નીતિ–સદાચાર (૨) પણ એ નીતિ સદાચારને સનાતન દૃષ્ટિ ને સર્વવ્યાપકતા અર્પનાર એનું બીજું અંગ તે સાંપરાયત્વ અથવા ઇશ્વરતત્ત્વ કહો. આ બધા દરયથી પર-ગામી દૃષ્ટિ, જ્યાં જઈને જીવ એનાં મૌલિક તત્ત્વોનો વિચાર કરે છે. ધર્મો આ દૃષ્ટિથી ન વિચારાય, તો તે કેવા ખોટા નિર્ણયો પર લાવી મૂકે, એ પણ આજની આપણા અનેક અનુગમોની સ્થિતિ ઉપરથી નથી જણાતું? અરે! કામ અને અર્થની સેવા સારૂ ય એક પ્રકારનો ધર્મ–એક પ્રકારની ઉગ્ર સંયમબદ્ધ સાધના–નથી જોઈતી? જો મોક્ષ-વિચ્છિન્ન ધર્મ વિચારાય તો આમ જ બને. અને ઊધઈનો પ્રશ્ન આપણને એ ચેતવણી આપે છે: કે માત્ર ત્રિવર્ગની સાધનામાં મનુષ્યની સર્વાંગીણ સાધના ને વાસના ક્ષય કે શાંતિ નથી. જીવન જો પરિપુષ્ટિ હોય, પરિપૂર્તિ હોય, તો તમને, અમારી જેમ સમાજસાધના પૂરી કર્યે પણ, ઊણપ જ લાગવાની છે, કેમકે મનુષ્યનો સાચો સવાલ એની ઊંડી હૃદયગુહામાં રહેલી મહાન ઊણપ–મુમુક્ષા છે.

ત્રિવર્ગ વિરુદ્ધ મોક્ષ કલ્પવાથી એક બીજી વિકૃતિ પણ આપણા સમાજમાં જોઈ શકીએ છીએ. તેનું પણ અહીં આંગળીચીંધણું કરવું આવશ્યક છે. મોક્ષ એ કોઈ વેવલાવિદ્યા નથી. તે તો ગુહ્યતમ એવી જ્ઞાન સાધના છે. અને એક મામુલી વેપારી પણ કેટલી અગમચેતી રાખે તો ફાવે છે? એના શત્રુઓ કેટલા? અને એક વિદ્યોપાસક કેવી જાગ્રતિ બતાવે છે? જ્યારે આ મોક્ષમાં તો અનેકવિધ, ગુપ્ત અને પ્રગટ,– પ્રગટ કરતાં ગુપ્ત વધારે,–અરે શત્રુ છતાં મિત્ર રૂપે,–કેટલાં બધાં ભયસ્થાનો આવે છે? ત્યાં આગળ જરૂરી ગુણો સામે, વેપારીની હોંશિયારી ને વિદ્યોપાસકનો અપ્રમાદ, કાંઈ જ વિસાતમાં નથી. તેથી તો ઉપનિષદ્કારે કહ્યું, '**नायमात्मा बलहीनेन लभ्यः**'। પણ આપણે ત્યાં એમ લાગે છે કે, જગત છોડી વૈરાગી બન્યા એટલે મોક્ષમાર્ગે ચાલ્યા! આ ભ્રમ પણ એ જ પેલા પુરુષાર્થવિશ્લેષની ભ્રમિત દૃષ્ટિથી ઊપજે છે.

શ્રીરાજચંદ્રનું જ જીવન જુઓ. તે નિપુણ ગૃહસ્થ ને વેપારી હતા. તેમાં તેમની બુદ્ધિ પરિપક્વ થઈ હતી. પણ તે કામકામી નહીં પણ મોક્ષકામી હોવાથી તેમાં જ ન લપટાઈ રહ્યા. પ્રવૃત્તિને નિવૃત્તિની દાસી બનાવી. અને એ જ, મને લાગે છે કે, આજના જમાનાનો સાચો જીવનમંત્ર છે. ત્રિવર્ગ સાધો, પણ તે તેનાં ભોગૈશ્વર્ય માણવા માટે નહીં, પણ તેમાં ધર્મબુદ્ધિથી, સેવાબુદ્ધિથી. તે દ્વારા આપણું માનવ્ય ને સ્વભાવ વધારે કસવા સારૂ, તે અનિત્ય દ્રવ્યો દ્વારા નિત્યનાં દર્શનની શક્તિ કેળવવા સારૂ. તો જ ઉપર મેં કહ્યા પ્રમાણે તે ભયસ્થાનોથી આપણે ને આપણી સંસ્કૃતિ તથા સમાજ ઊગરી શકવાનાં છે. વ્યક્તિજીવન અને સમાજજીવનનો દેખતો વિચ્છેદ પણ ત્યારે જ મટશે. ને જીવનમાં સમાધાન, શાંતિ અને અને અવિરત પુરુષાર્થનો રસ પણ તો જ જામશે. ઊધઈના જીવનમાંથી આ પ્રશ્ન મને સૂઝ્યો ને મેં તે આપની સમક્ષ આ પુણ્ય દિવસે રજૂ કરવાનું યોગ્ય માન્યું છે.

એક વાત હેવટે ચેતવણીની કહીને પૂરું કરીશ. મોક્ષ કે ધર્મ વગેરે પુરુષાર્થ સાવ વૈયક્તિક મનાય છે, એ આપે જોયું હશે કે, મેં આ ચર્ચામાં નથી માન્યું. હું એને પણ સમાજ હિતના જ માનું છું. હા મુખ્યત્વે તે વ્યક્તિના આંતર જીવનને અંગેના છે એ ખરું. પણ ત્યારે સમાજનો સારાંશ એ આંતર જીવનના જ પ્રકારનો પડઘો કે પ્રતિછાયા નથી ? તેથી તો જ્યારે જ્યારે સમાજની આ મૂળ પુરુષાર્થ વિષેની કલ્પના ભ્રષ્ટ થાય છે, ત્યારે ત્યારે તે સમાજને પડે છે. કેમકે, વ્યક્તિઓનાં જીવન, સમાજને ધારણ કરવા ઊણાં નીવડે તો ઈંટો ખરતાં મકાન જેવા તેના હાલ કરે છે. એટલે આ ચર્ચાને, મારી તમને નમ્ર અરજ છે કે, સમાજ હિતના એક સવાલ તરીકે વિચારજો. ને સમાજહિતના સાચા વિચારમાં વ્યક્તિનો એટલે કે વ્યક્તિ સ્વાતંત્ર્ય, વ્યક્તિવિકાસ ને વ્યક્તિ-સાધનાનો અહીં આગ્રહ સમાજહિત એટલે કોઈ પણ પ્રકારનો વર્ગોદય નહીં, પણ સર્વોદય. અને આ 'સર્વ' એટલે ૯૫ કે તેથી વધારે, પણ ૧૦૦ થી ઓછા, એમ નહીં પણ પૂરેપૂરા સો ટકા.

●

## અંધ બનેલા પંડિતને

: પૃથ્વી :

દઈ નયનહીનને નયન દિવ્ય દાતાર તું
બન્યો નયનહીન જ્યોત જગવી જગે જાગતી.
ઉગ્યો અરૂણ શો બીડેલ યુગપદ્મ ઊઘાડતો,
તપ્યો સુરજ જેમ છાવરી સમસ્ત વિદ્વદ્પ્રભા.

પરંતુ બહુમૂલ્ય યૌવનરૂધિર રંગે રચ્યા
રહ્યા નવ નિહાળવા જીવનસાન્ધ્યના સાથિયા,
બન્યો જનસમૂહ અંગુલિથી દોરનારા ત્હને
રહ્યાં તિમિર ખૂંદવા અવરઅંગુલીથી હવે !

ભલે તિમિર હો ! ભલે અવર પેંજ આલંબ સૌ
પરાજય નથી જ પંડિત ! પરંતુ ત્હારા સમા
બહુશ્રુત સમર્થને સુભગ છે સમુન્ક્રાન્તિ આ.

વિશાલરણ-બુદ્ધિ-તર્ક-અતિજ્ઞાન ગોટે ભર્યાં
હમેશ ભમનાર પાન્થ ! અપનાવ આ આત્મનો
અસીમ અતલાબ્ધિ શાશ્વત શિવામ્બુએ ડોલતો.

રમણીક અરાલવાળા

# કલ્યાણમૂર્તિ

શ્રી. સોપાન

## પ્રકરણ પહેલું

### વર્ષા અને ભારતી

'ભારતી! બીજા કશા ખાતર નહિ તો સંપૂર્ણ સ્ત્રી બનવા ખાતર પણ તારે લગ્ન કરવું જોઈએ.'

'પણ એ માટે મારે સંપૂર્ણ પુરૂષ જોઈએને! સંપૂર્ણ નહિ તો અંતે સંપૂર્ણ થવાની મહેચ્છાવાળો તો હોવો જોઇએ!'

'પુરૂષો તો એવા મળશે. સંપૂર્ણ થવાની મહેચ્છાવાળી સ્ત્રી જ મળવી મુશ્કેલ છે. પુરુષ તો પ્રગતિમાન છે. યુગે યુગે એ આગળ વધતો જ જાય છે. જોને, આપણામાં કોઇ વિભૂતિ જન્મે છે? રામ, કૃષ્ણ, બુદ્ધ, મહાવીર, ઇસુ, દયાનંદ એ કોઇની સાથે સરખાવી શકાય એવી સ્ત્રી સાંભળી છે?'

વર્ષા ઝીણી આંખે ભારતી સામે જોઇ રહી. ભારતીની આંખો જમીન ઉપર ખોડાઇ ગઈ હતી.

'હું તને ઉશ્કેરવા માટે આ બધું નથી બોલતી. તું તો ભણેલી છે. દેશ દેશના ઇતિહાસ તેં વાંચ્યા છે. સમગ્ર રાષ્ટ્રની સુકાની બની હોય એવી કોઇ સ્ત્રીને તું જાણે?'

'નથી જાણતી.' ગંભીર સ્વરે ભારતી બોલી.

'એટલે જ કહું છું કે તારે પુરૂષની મદદ લેવી જોઇએ. એ શક્તિમાન છે, બુદ્ધિમાન છે, એનો ભૂતકાળ યશસ્વી છે, એનો વર્તમાન ઉજ્જ્વળ છે, એનું ભાવી દેદીપ્યમાન છે. એની સહાય વિના આપણો ઉદ્ધાર નથી. એની ઇચ્છા વિના આપણી મુક્તિ નથી. ભારતી! હું પણ સ્ત્રી છું. નાની હતી ત્યારે તારી પેઠે જ ઘમંડ સેવતી હતી કે

પુરુષ અને સ્ત્રી બને સમાજના સરખા જ પ્રતિષ્ઠાપાત્ર અંગો છે, અને હુ પુરુષને ઉંચે ઉભેલો જોઇ એનો તિરસ્કાર કરતી વર્ષો જતા ગયા, મને અનુભવ મળતો ગયો એકને હાથે જગત ખેડવાના પ્રયત્નો ધૂળમાં મળ્યા અને હું પુરુષની મહત્તા સમજી હુ પુરુષની ખુશામત નથી કરતી પણ એની શકિતની કદર કરૂ છુ. તારી આંખો શા માટે મોટી થાય છે? શા માટે રોષે ભરાય છે? જે છે તેનો યે તુ સ્વીકાર નહિ કરે? ખૂલ્લી આંખે જોઇ શકાય એવા સત્યની પણ તુ અવગણના કરશે?

'હુ એ સત્ય જાણુ છુ દસ વરસની હતી ત્યારથી રોજ ને રોજ એ સત્ય મારા કાનમા રેડાયા કરે છે હવે મને એનો કંટાળો આવ્યો છે, વર્ષા બેન, તમારો પુરુષ ભલે પૂર્ણતાની નજીક રહ્યો, ભલે શકિતમાન બુદ્ધિમાન અને તેજસ્વી રહ્યો હુ તો એને જાલિમ તરીકે ઓળખુ છુ નિરોગી માનવી તરીકે નહિ પણ બીજાનુ જીવન ચૂસી મસ્ત બનેલા તરીકે હુ એને પિછાનુ છુ તમારી વાત સાચી છે સ્ત્રીજાતીએ એકે ય જગત્માન્ય વિભૂતિને જન્મ નથી આપ્યો પણ એથી મને પુરુષની મહત્તા નથી સમજાતી વિભૂતિ રૂપે દેખાતા પુરુષે તો સ્ત્રીને કચડી જ છે સ્ત્રીના સ્ત્રીત્વને રૂંધનાર એ પુરુષ ગમે તેટલો સમર્થ હોય પણ એની સહાય હુ લઇ શકીશ જ નહિ મારે સ્ત્રી બનવુ છે, પુરુષ નથી બનવુ હુ માનુ છુ કે શકિતઓનુ બીજ જો પુરુષમા છે તો મારામા પણ છે હુ માનુ છુ કે પુરુષમા સ્વતંત્ર વ્યકિતત્વ છે તો મારામા પણ છે હુ પુરુષને શરણે નહિ જાઉં, એ મારા બીજને નહિ પોષી શકે, મારા વ્યકિતત્વને નહિ વિકસાવી શકે. પુરુષનો ઇતિહાસ ઉજ્જવળ લાગે છે પણ સ્ત્રીના વ્યકિતત્વને રૂંધનારા ધાબા એમા પડયા છે તે તમે કેમ નથી જોઇ શકતા?'

'ભારતી! તુ આમ ને આમ વિચાર કર્યા કરીશ તો પુરુષની દુશ્મન બની જઇશ'

'ના, હુ કોઇની દુશ્મન બનવાની નથી પુરુષના દુશ્મન મારે શા માટે બનવુ જોઇએ? પણ એક વાત તો નક્કી છે, હુ એને મારી છાતી ઉપરથી ખેસવી તો નાખીશ જ એનો વિકાસ કરવા, એને પ્રકાશ આપવા, એને ઉંચે ચઢાવવા હુ મારી જાતને તો નહિ જ હોમુ'

'ભારતી, સ્ત્રીનો મહાન ગુણ ત્યાગધર્મ છે તે તુ કેમ ભૂલી જાય છે? એ ધર્મે જ આપણામાં જીવન રહેવા દીધુ છે'

'વર્ષાબેન, આ વિચારોમા આપણી વચ્ચે કોઇ દિવસ મેળ નહિ ખાય હુ માનતી જ નથી કે આપણામા આજે ત્યાગધર્મ છે અથવા કોઇ દિવસ હતો ત્યાગ શુ એ આપણે જાણતા જ નથી. ગાય દુધ આપે છે તે શુ ત્યાગ કરે છે? બળદ ભાર ખેંચે છે તે શુ ત્યાગ છે? ગુલામો મજુરી કરે છે તે શુ સ્વાર્પણ છે? એ બધી માનસિક ગુલામી છે સ્ત્રીએ કયે દીવસે ત્યાગ કર્યો છે? અને વર્ષાબેન, ત્યાગની સાચી વાત તો હું જ કરૂ છું એમ નથી લાગતુ? જૂઓ, હુ પુરુષની સહાયનો 'ત્યાગ' કરૂ છુ, એના તરફથી મળતી સુખસામગ્રી અને રક્ષાનો 'ત્યાગ' કરૂ છુ મારા હૃદયમાંથી ભયનો, લાજમાનો, કીર્તિનો ત્યાગ કરૂ છુ'

'તુ સાચુ કહે છે બેન,' વર્ષાના અવાજમા દુ:ખનો ભાર સ્પષ્ટ જણાતો હતો પણ પુરુષ એ પુરુષ છે, એને ઘણી મગરૂરી છે એ તને આગળ નહિ વધવા દે હુ યે તારા જેવુ જ બોલતી હતી મારા માતાપિતા તો એવુ ઇચ્છતા પણ હતા કે મારો સ્વતંત્ર વિકાસ થાય હુ પુરુષની હરોળમા ઊભી શકુ એટલી સમર્થ થાઉં પણ ભારતી, પુરુષની ઇચ્છા હોય કે ન હોય એનો સ્વભાવ જ એવો છે કે આપણને પોતાને વશ રાખે પ્રેમ અને લાગણી આપે જોઇએ તેટલી સહાય આપે

પણ પણ સ્વતંત્ર વ્યક્તિત્વ તો ન જ આપે. સુધારાની વાત કરે, સમાનતાની વાત કરે, સ્ત્રીના ગુણોની પણ વાત કરે પરંતુ પોતાનું આધિપત્ય છોડવા કદી તૈયાર ન થાય એક યા બીજા સ્વરૂપમાં પોતાનું વર્ચસ્વ તો કાયમ જ રાખે. ભારતી! તારી વાણી મારા મૃત્યુ પામેલા મનોરથોને સજીવ કરે છે પરંતુ હું જાણું છું કે તું નહી ટકી શકે. આ મહાયુદ્ધમાં તું કાંતો પુરુષને વશ થઇ જશે અને કાંતો નામશેષ થઇ જશે. હું તને નિરાશ કરવા નથી ઇચ્છતી. મેં તને કહ્યું ને, કે પુરુષની મહત્તા મને સમજાઈ અને મેં એનો સ્વીકાર કર્યો. સાચું કહું? મને એની મહત્તા એક રીતે જ સમજાઈ છે કે એ મારાથી બળવાન છે, એની પાછળ ભૂતકાળનું બળ છે, ધર્મનું બળ છે, લોકમતનું બળ છે, અરે, સ્ત્રીજાતીની માન્યતાઓનું પણ બળ છે. એ બળ સામે હું ન ઝૂઝી શકી. હું હારી. મારામાં એટલું ખમીર નહોતું. નહિ તો પુરુષને વશ થવા કરતાં હું વન વન રઝળવાનું કે મરવાનું વધુ પસંદ કરત.'

વર્ષા ક્ષણવાર અટકી અંતરમાં ઉતરતી હોય એમ એણે પાંપણો નમાવી હૃદયની ગંભીરતાને મોં ઉપર આવવા દીધી. ભારતી અનિમિષ નયને વર્ષાના મુખભાવ જોઇ રહી.

'અને ભારતી, એક પરાજય ભોગવ્યા પછી હું કોઇને એ યુદ્ધના મેદાનમા જવા નથી દેતી. મને એમ થાય જ છે કે સ્ત્રી નહિ જીતી શકે. એ લડવાં જતાં બધું ખોઇ બેસશે. ભારતી, છેલ્લા આઠ દિવસ થયા હું તને જોઉં છું. આખા દિવસના તારા કામ ઉપર અને વાતો ઉપર ઊંડો વિચાર કરું છું. સુપ્ત ગયેલી ચેતના ક્યારેક મળવળી ઉઠે છે પણ મારી આંખ આગળ આખો ભૂતકાળ ખડો થાય છે ને મારા તમામ ગાત્રો શિથિલ બની જાય છે. બેન. હું આજે પુરુષની દુશ્મન નથી તેમ મિત્ર પણ નથી. દુશ્મન હતી પણ હું હારી એટલે મેં દુશ્મનાવટ છોડી દીધી. મિત્ર તો થઈ શકું એમ જ નથી.'

'વર્ષા બેન, તમારી વાત તો મને અદ્ભુત લાગે છે. તમારા અંતરમાં જ્વાલામુખી ધીકી રહ્યા હશે એવી મને કલ્પના પણ નહોતી. મને તમારી વાત કહેશો? જે યુદ્ધમાં તમે પરાજય પામ્યા તે યુદ્ધની કથા મને પ્રેરણા આપશે, માર્ગદર્શન આપશે.'

'પણ.'

'ના, તમે ભય ન રાખશો. એથી હું મારું નિશાન બદલી નહિ નાખું. તમારા પરાજયની કથા મારા ઉત્સાહને ભાંગી નહિ શકે તેની હું ખાત્રી આપું છું. મારા અણુએ અણુમાં એક જ ભાવ ભર્યો છે કે મારા સામે પડેલા બધા અંતરાયોને ભેદીને મારે સંપૂર્ણ સ્ત્રી બનવું. મને લગ્નની હોંશ નથી તેમ કૌમાર્યની પણ હોંશ નથી એક જ હોંશ છે: સ્ત્રી બનવાની. એ માટે જે કરવું પડશે તે કરીશ. આજે હું ક્યાંય સ્ત્રી જોતી જ નથી. બધે જ શણગારેલી પુતળીઓ જોઉં છું. મદારીની દોરી ઉપર નાચતી એ પુતળીઓને જોઇ મારા અંતરમાં લાહ્ય લાગે છે. પણ હુ શું કરું? મેં તો નિશ્ચય કરી લીધો છે કે કોઈ મદારીની સાથે નથી પરણવું, પુતળી બની કોઇને રીઝવવા માટે નથી જીવવું. વર્ષાબેન, હું તો ઝુઝીશ. સ્ત્રી તરીકે જીવવા માટે આખી જીંદગી મથીશ અને યુદ્ધમાં તમે કહ્યું તેમ નામશેષ થવું પડશે તો થઇ જઇશ પણ કોઇને વશ તો નહિ જ થાઉં.'

'મારા અંતરમાં અત્યારે શા શા અભિલાષો ઉઠતા હશે તે તું કલ્પી શકે છે છે ભારતી? જે ઉજ્જવળ ભાવીની કલ્પનાઓ મેં દોરી હતી તે પાછી આજે દૂરના ક્ષિતિજમાં દેખાતી હોય એવું લાગે છે. આંખ સામે એવાં દશ્યો ખડાં થાય છે કે જેને જોઇ ઘડીભર

પાગલ બની જવાય છે ભારતી તને હું નિરુત્સાહ નહિ કરું હું તને મારી કથા કહું હા કહું જ એમાથી જરૂર તને જાણવાનુ મળશે'

વર્ષાના મુખ ઉપર ફરી ગાંભીર્ય પ્રસરી ગયું એ જ ગભીરતાનું પ્રતિબિંબ ધારણ કરી ભારતી વર્ષા સામે જોઇ રહી થોડીક ક્ષણો મૌન રહ્યું વર્ષા ભૂતકાળનો સાક્ષાત્કાર કરતી હોય એમ જરા ભયભીત બની ભારતીએ જોયુ કે વર્ષાના અગમા એક કપારી આવી ગઇ એક પણ શબ્દ બોલ્યા વિના સમભાવભર્યા નેત્રે ભારતી વર્ષાની મુખરેખાઓ નિહાળી રહી ભયપૂર્વક બોલતી હોય એમ વર્ષાએ કહ્યુ

'આપણે રાત્રે વાતો કરીએ તો ?'

ભલે '

બને ઉઠયા અને 'કુમારિકા સઘના મકાનમા દાખલ થયા ભારતીએ સામે પડેલા ઘડીઆળ સામે જોયુ પાચ વાગ્યા હતા

રાત્રે તમે મારે ત્યા આવશો ?'

હા, આઠેક વાગે '

'પછી ત્યાંજ સૂઇ રહેશોને ? ભારતીએ પૂછ્યુ

'ના ના દસેક વાગે તો પાછા જવુ જોઇએ વાત અધુરી રહેશે તે આવતી કાલે રાત્રે કરીશ અથવા બપોરે અહીંઆ

'બપોરે તો હુ અહીં કામમા હોઇશ પછી તો રાત્રે જ બની શકે

'ભલે રાત્રે '

પરસાળ અને ઓરડા વગાવી બને અદરના ચોગાનમા આવ્યા આખા મકાનમા કોઇ નહોતુ ચોગાનના અને મકાનના દેખાવ ઉપરથી સ્પષ્ટ જણાતુ હતુ કે આજે ઉત્સવનો દિવસ હતો ચોગાનમાં રંગોળી પૂરી હતી તે તરફ જોતાં જોતા ભારતીએ વર્ષાને પૂછ્યુ.

'આજનો ઉત્સવ તમને કેવો લાગ્યો ?'

'સરસ ' વર્ષા હસીને બોલી

નહિ, નહિ હુ સાચો અભિપ્રાય માગુ છુ '

'મેં સાચો જ અભિપ્રાય આપ્યો છે ન ગમે એવુ કાઇ હતુ જ નહિ રમતો રાસ, સગીત નૃત્ય એમા ન ગમે એવુ શુ હોય ?'

'પણ તમારા મન ઉપર છાપ કેવી પડી ?'

છાપ ? મને થયુ કે આ બધી પખીડીઓ આવતી કાલે પીંજરમા પૂરાઇને તરફડવાની છે '

'એટલે લગ્નબધનમા જકડાશે એમને ?'

'ખાસ તો એમજ પણ લગ્ન વહેલા મોડાં કરે તો યે આવો કલ્લોલ તો હવે બહુ વર્ષો નહિ કરી શકે મને તો એમ પણ લાગે છે કે તરફડાટ શરૂ જ થઇ ગયો હશે અહીં તો સ્વતત્ર વાતાવરણ છે અને પુરુષની છાયા નથી એટલે ઉલ્લાસ લાગે છે ને વડીલો એ ઉલ્લાસ ચાલવા દે છે બાકી ઘેર કે બહાર આવો કલ્લોલ થોડો જ કોઇ કરી શકવાની હતી ?'

'તમને અમારા કાર્યના અહેવાલ ઉપરથી શુ લાગ્યુ ?'

'ભારતી બહુ ઝીણુ ઝીણુ પૂછવાથી શો ફાયદો ? મારા દિલની વાત તો તુ જાણે છે તે મારામાં જરાક આશા પ્રગટાવી છે, નહિ તો મે સદાય માન્યુ છે કે આ બધી પ્રવૃત્તિ આપણા મૂળ રોગના નિવારણમા નજીવી જ મદદ કરી શકે છે '

'સઘ સમક્ષ હુ બોલી એ તમને કેવુ લાગ્યુ ?'

'ત્યારે તો મને થયુ કે ભારતીને વાસ્તવિક જગતનો ખ્યાલ નથી અત્યારે એમ લાગે છે

કે એ સાવ ઉશ્કેરાટ નહોતો. પણ ભાગતી, આ સંઘ બહુ લાંબો નહિ ચાલી શકે. તારી સાથે ભાગ્યે જ કોઇ કૂચ કરી શકશે અને તું જોજે, આ સંઘની કુમારિકાઓ જ તારી નિંદા કરશે, તારી દુશ્મન બનશે અને તારા માર્ગમાં હજાર અંતરાયો ઉભા કરશે.'

'તમને જ્યાં ત્યાં આવું જ દેખાય છે.'

'એમ ને એમ નથી દેખાતું. જોયું છે ને અનુભવ્યું છે તે બધું યાદ આવી જાય છે એટલે એમ દેખાય છે.'

'તમે જોજો, હું આ સંઘ દ્વારા જ સમાજમાં ક્રાંતિ કરીશ.'

'તો મારા જેટલો આનંદ બીજા કોઇને નહિ થાય.'

વાતો કરતાં બંને પાછાં ફર્યાં.

[ચાલુ]

●

## વૈમનસ્ય

[ પૃથ્વી-સૉનેટ ]

છુપો નભ વિરાજતા રવિ! શશી! અને તારલા!
ભરો પૃથિવી વ્યોમનાં અણું અણુંય અંધારથી,
ભલે ઘન તમિસ્રમાં જન સહુ જગે આથડે
અને અનુભવે હૃદે, મમ દુઃસહ્ય અંધત્વને.

પ્રમત્ત ઘનગર્જનો? અનિલ? મેઘ? ભેગાં મળી
ક્ષણેક પ્રસરાવી દો થરથરાટ પૃથ્વી પટે,
ખરો ગગન તારલા? નભગ્રહો ય? નક્ષત્ર સૌ?
પ્રચંડ ભૂમિ કંપ હો, નિધિજલે ધરા ગેબ હો.

કર્યાં પુરવજન્મમાં અધમકૃત્ય કૈં કૈં, અને
હજી ય ઉર-ક્ષુદ્ર આ કરત ક્રુર સંકલ્પ શા?
ન કંટક ઉછેરવા અબ ઘટે ઉરે ઘાનમાં,
સહ્યે જ છુટકો હવે દુઃખ અદમ્ય આ યુષ્યનાં.

દુઃખી અવરને ચહું કંઇ ન હોય મ્હારૂં વળે,
બન્યું હૃદય અંધ આ ઘટિત એ ન શિક્ષા મ્હને?

સુરેન્દ્રપ્રસાદ અંબાલાલ ત્રિપાઠી

●

# વિરાટને ખોળે

**: મહાસભાના સંસ્મરણો :**

શ્રી. મોહનલાલ મહેતા

મહાસભાના પચાસ વર્ષના ઇતિહાસમાં ઘણી રીતે ફૈઝપુરનું અધિવેશન અજોડ લાગે છે મુંબઈની બેઠકમાં મહાત્માજીએ નિવૃત્ત થતાં થતાં મહાસભાને ગામડામાં લઈ જવાની જે પ્રેરણા આપી તે આખરે ફળી ખરી મહાસભામાંથી નિવૃત્ત થયેલા દેખાતા એ નેતાની કાંધ ઉપર જ ફૈઝપુરમાં મહાસભા ભરવાનો ભાર હતો તે સૌ કોઈ જાણતું હતું ઘણાને એની સફળતા વિષે શંકા હતી રાષ્ટ્રપતિએ પણ કહ્યું કે 'હું શંકાશીલ હતો' પરંતુ ફૈઝપુરમાં પગ મૂકતાં જ નેતાઓની અને જનતાની શંકા નિર્મૂળ થઈ. ફૈઝપુર અદ્વિતીય બની ગયું અને શહેરી જાહેરજીવન જીવનારને પણ એણે ગામડામાં મહાસભા ભરવાનું આકર્ષણ જન્માવ્યું ફૈઝપુરની મહાસભા જેટલું સહકારભર્યું અને સંયુક્ત મોરચાની મનોદશાવાળું વાતાવરણ ભાગ્યે જ બીજા કોઈ અધિવેશનમાં દેખાયું હશે આ વાતાવરણે આપણા દુશ્મનોને અકળાવ્યા છે દુશ્મનોની છાવણીમાંના જે જે દૂતોએ મહાસભાના દર્શન કર્યા હશે તેની તો છાતી જ બેસી ગઈ હશે. બે લાખની માનવ મેદની એણે ક્યાં જોઈ હોય? ખેતરની માટી ઉપર વસેલું 'તિલકનગર' એણે ક્યાં નિહાળ્યું હોય? નમ્રતાની મૂર્તિ સમી સ્વયંસેવકોની સેના એણે ક્યાંથી જોઈ હોય? કોઈ પણ પ્રકારની સત્તા વિનાનું આવું સામ્રાજ્ય એણે ક્યારે કલ્પ્યું હોય? અને આટલું જ નહિ પણ 'આપણે એક છીએ' 'આપણું એક નિશાન છે' 'આપણે એક સાથે જ જીવવાનું છે ને મરવાનું છે' એવી ભાવના એણે ક્યાં ધારી હોય?

મહાસભાનું અધિવેશન ફૈઝપુરમાં ભરવું એમ નક્કી થયું ત્યારથી જ એની અદ્વિતીયપણાની શરૂઆત થઈ. પંડિત જવાહરને શિરે ફરીને તાજ મૂકાયો અને પંડિતજીએ એનું એ જ પ્રધાન મંડળ રાખ્યું ત્યારે તો એવું જ ભાન થયું કે સાચેસાચ આપણે કોઈ કૂચ કરી રહ્યા છીએ એક આદેશ લઈ, એકની રાહબરી નીચે આપણે ધપી રહ્યા છીએ રાષ્ટ્રપતિને રથમાં બેસાડીને લાવ્યા એ દૃશ્ય અદ્ભુત હતું રથ થનો

શણગાર, ઉપર ફરફરતા રાષ્ટ્રધ્વજ અને વચ્ચે સ્મિત વેરતા જવાહર જ્યારે એ ધરતી ઉપરથી પસાર થતા હતા ત્યારે બંને બાજુએ હજારો માનવીઓ માત્ર કુતૂહલથી નહિ પણ કંઈક નવું આવે છે એ ખ્યાલથી જોઈ રહ્યા હતા એ નવ મા એના જીવનની આશા હતી એમના જીવનદીપનું છેલ્લું ટીપું ખલાસ થવા આવ્યું હતું એમ હજારો ટમટમતી આંખોમાં સ્પષ્ટ જોઈ શકાતું હતું એ દીવામાં દીવેલ પુરવા કોઈ આવતું હોય, નિરાશાના અંધારામાં મશાલ લઈને કોઈ આવતું હોય, ન સમજાય, ન જોઈ શકાય પણ થીજી ગયેલ લોહીને કોઈ ગતિમાન કરનારો આવતું હોય એવા ભાવથી હજારો મૂંગા, ભાવશૂન્ય દેખાતી હોય એવી આંખોવાળા માણસો ઉભરાતા હતા રાષ્ટ્રપતિએ હિંદુસ્તાનને જોયું છે પણ સંભવ છે કે આવું દૃશ્ય એમણે ન જોયું હોય.

હરિપુરાની મહાસભા સફળ ગણાય કે ન ગણાય એ પ્રશ્ન મારા મનમાં નથી ઊઠતો હા, આ અધિવેશનમાં બહુ ચર્ચાઓ ન થઈ એક બીજાની દલીલો તોડતાં હોય એવાં ભાષણો ન થયાં એક બીજા ઉપર સરસાઈ ભોગવવા કે મહાસભાનો કબજો લેવા બે પક્ષો મથતા હોય એવું એક પણ ચિહ્ન ન દેખાયું એ રીતે 'જંગ' લેવાની બુદ્ધિથી આવનારને બહુ મઝા નહિ પડી હોય આખું અધિવેશન એમને એક મેળા જેવું લાગ્યું હશે પણ જેના દિલમાં ગુલામીનું શલ્ય ભોંકાયા કરતું હશે તેને તો ત્યાં કંઈક શાંતિ જ મળી હશે પોતાને ઉત્સાહ અને પ્રેરણા આપે એવું જ વાતાવરણ જોયું હશે આખા રાષ્ટ્ર, નાના મોટા તમામ પક્ષોએ જાણે ગાંઠ જ વાળી હોયને, કે ગમે તેનો ભોગ આપીને પણ એકતા જ જાગતી અને દુશ્મનોને ખ્યાલ આપવો કે અમારી વચ્ચે ગમે તેટલા વિચારભેદો ને પક્ષો હોય પણ એક વિચાર અમારા સૌના અંતરમાં કદી યે ન બૂઝાય એવા આતશની માફક એક સરખો સળગ્યા કરે છે. એ વિચાર દેશને આઝાદ કરવાનો. અને એમાં અમે એક પક્ષ રૂપે જ છીએ. રાષ્ટ્રપતિએ કહ્યું કે હિંદમાં બે જ પક્ષ છે આપણા મુસ્લીમ નેતા મી ઝીણાએ હમણાં વાંધો લીધો 'ના, અમે પણ છીએ અમારો ત્રીજો પક્ષ છે' મને થયું કે આવા હજાર પક્ષો અત્યારે ગણાવી શકાય પણ જ્યારે 'બ્યૂગીઓ' વાગે છે ત્યારે બરાબર બે જ પક્ષો દેખાય છે. એ 'બ્યૂગીઓ'ના વાતાવરણનો ઝીણાસાહેબને ક્યાંથી ખ્યાલ આવે? જવાહરના અંતરમાં એ નગારું અહોનિશ બજ્યા જ કરે છે એટલે એ જોઈ શકે છે કે આપણું કોણ છે અને આપણી સામે કોણ છે

મહાસભાનું વર્ણન શી રીતે કરવું? વધારેમાં વધારે જે વસ્તુએ હૃદય ઉપર અસર જન્માવી છે તે તો લખવી મુશ્કેલ છે જે હજારો લોકો ત્યાં એકઠા મળ્યા હતા એ દૃશ્ય વર્ણવ્યું જાય એમ નથી ગામડાની મહાસભાની સફળતા એ હજારોની હાજરીએ બતાવી આપી વ્યવસ્થા સુંદર હતી લખનૌથી તો સારી હતી જ ગામડું છતાં કોઈ વગડામાં આવી પડયા હોઈએ એવું નહોતું લાગતું મને થયું કે આવી વ્યવસ્થા તો ઊભી કરી શકાય પણ આ વ્યવસ્થાની પાછળ જે પ્રાણ અને જે પ્રેમ દેખાતો હતો તે ઊભો કરી શકાય? કેવળ પ્રેમના બળે જ બધું ચાલતું હોય એમ હર પળે લાગ્યા કરતું હતું સ્વાગત પ્રમુખ શંકરરાવ દેવને જોતાં જ કોઈ ભક્તનો ખ્યાલ આવે એમનું વ્યાખ્યાન પણ એવું જ હતું આરંભમાં અને અંતમાં એણે જે ભક્તિભર્યા શબ્દો ઉચ્ચાર્યા તે આજે યે મારા કાનમાં ગૂંજે છે. પોતે કશું કર્યું જ ન હોય કોઈ નિયામકના સાધન રૂપે જ પોતાનો ઉપયોગ થવા દીધો હોય એવી નમ્રતા એમની વાણીમાં અને વ્યવહારે મૂર્ત થયેલા વર્તનમાં દેખાતી હતી સ્વયંસેવકોનો મોટો ભાગ ગામડાંનો જ હતો મતલબ કે

એમના જીવનમા આવો પ્રસગ આ પહેલો જ આવ્યો હોય એમના માથે એકેય દોષ મૂકી શકાય તો માન નમ્રતાનો જ મૂકી શકાય તેઓના મો ઉપર થાકનાં કે કટાળાના ચિહ્નો મે ક્યારેય નથી જોયા એ બધા સાચે જ સ્વય-સેવકો હતા અને બહેનો ? આપણને એમ થાય જ કે આપણે આપણા કુટુબ વચ્ચે છીએ મારા મન ઉપર આ બધાની અસર તો થઈ પણ કદી ન ભૂલાય એવી અસ–સાચુ કહુ તો શરમ થઈ–આપાસાહેબ અને જુગતરામ ભાઈની મડળી જોઈને કેટલાના હૈયા ને એમણે હલાવ્યા હશે તે હુ ન કહી શકુ પણ હાથમા ઝાડુ લઈને ઘૂમતી સવારની અને રાતની ઠડીમા જાજરૂની વ્યવસ્થા કરતી એ મડળી અમારા આરોગ્યની તો રક્ષા કરતી હતી પણ અમારામા માનવતા પડી હોય તો એને જાગૃત કરી કરોડો લોકો પ્રત્યે આજ લગી આપણા સમાજે જે અન્યાય કર્યો છે તેનું તીવ્રપણે ભાન પણ કરાવતી હતી મને થાય છે કે ત્યા હજારો લોકો એકઠા મળ્યા હતા તે સૌને એ ખબર તો પડી હશે કે જન્મે બ્રાહ્મણ એવા અનેક સેવકો હિદુ જાતી ઉપરનુ કલક ધોવા ભગી બન્યા છે અને ભગીનો ધધો એ બ્રાહ્મણના ધધા કરતા લગીર પણ હલકો નથી એમ સાબીત કરી રહ્યા છે મહાસભાની વ્યવસ્થામા અનેક માણસોએ પોતાનો સાથ અને શક્તિ આપી હશે પણ આ કામ કરનારની તોલે બીજું કોઈ ન આવી શકે એમ હુ માનુ છુ ફૈઝપુરે અનેક રીતે મહાસભાના પ્રવાહને વિશેષ મક્કમપૂર્વક ગ્રામ જનતા તરફ વાળ્યો છે, તેમા સ્વયસેવકોએ ભગી બનવાની આ રીત મારે મન સૌથી મહત્વની છે ગુજરાતની મહાસભામાં પણ સવર્ણો જ ભગી હશે એમ હુ માનુ છુ અને જેમ મહાસભા હવે લગભગ ગામડામા જ ભરાશે ને લોકનો સસર્ગ સાધશે તેમ અસ્પૃશ્યતા નિવારણના મહાન કાર્યને વેગ આપવા અને ભગીના ધધાને નિષ્ઠા આપવા આ કામ પણ આપણા માંહેના જ કરશે

બધાએ કહ્યુ કે મહાસભાની વ્યવસ્થા અનેક મુસીબતો વચ્ચે જાળવવાનું માન મુખ્યત્વે દેવ અને દાસ્તાનેને જાય છે તેમ મહાસભાને ગ્રામ્ય-સસ્કારે શણગારવાનુ માન હિંદના એક મહાન કળાકાર શ્રી નદલાલ બોઝને જાય છે શ્રી બોઝની બધાય નેતાઓએ પ્રશસા કરી છે અને મને એમા જરાયે અતિશયોક્તિ નથી લાગી ધૂળ જેવી વસ્તુઓમાથી એમણે જે સૌંદર્ય ઉપજાવ્યુ તે ખરે જ પ્રશસાપાત્ર હતુ. આખુ 'તિલકનગર' મોટે ભાગે ગામડાની ચીજોથી જ શણગારાયેલુ હતુ તેમા યે વાસનુ કામ તો ખાસ ધ્યાન ખેચે એવુ હતુ મોટા મોટા દરવાજા કમાનો વગેરે સુદર રીતે શણગારેલા હતા હિંદમા કળાકારો કઈ ઓછા નહિ હોય પણ ધનપતિઓ સામેથી નજર ખેસવી ગામડીઆની દૃષ્ટિએ પોતાની કળાનો ઉપયોગ આપી ગ્રામજનતાને સસ્કારવતી બનાવવામાં કેટલા પોતાની કલાને વાપરતા હશે ?

મુબઈની મહાસભામાં પ્રદર્શનની વ્યવસ્થા 'ગ્રામ ઉદ્યોગ સઘ' અને 'ચરખા સઘ'ને સોપાઈ ત્યારથી પ્રદર્શનનો રંગ જ બદલી ગયો કે લખનૌમા એ ગામડાના ઉદ્યોગનુ પ્રદર્શન છે એમ લાગતુ હતુ, પણ એમાનો ચિત્રકળા વિભાગ અને શહેરી ઢબે કરેલી ગોઠવણી પ્રદર્શનને એક જોવા લાયક સ્થળ જેવુ રાખતા હતા ફૈઝપુરનુ પ્રદર્શન તો સ્પષ્ટ બનાવતુ હતુ કે 'આ મેળો નથી જોવાની વસ્તુઓનુ આ સગ્રહસ્થાન નથી' મને એ પ્રદર્શન જોતા ખરેખર એમ લાગ્યું કે આપણા દેશમા એક મહાન પ્રયોગ ચાલી રહ્યો છે અને એ પ્રયોગનુ દર્શન કરવા માટે આ નાનુ સરખુ પ્રદર્શન છે હુ ખાત્રીપૂર્વક કહુ છુ કે શહેરથી આવેલા ભણેલાઓને એ પ્રદર્શન તદ્દન નગણ્ય અને અનાકર્ષક લાગ્યુ હશે પણ ગામડીઆઓના ટોળા ત્યા ઉભરાતા હતા તે માત્ર જોવા માટે જ

નહોતા જોતા. ત્યાં જે હતું તેની સાથે એમને સંબંધ હતો. એમાંના હજારો લોકો ઉદ્યોગ વિનાના હતા અને એમની પાસે એક પણ આશા નહોતી. એટલે એમને જુદી જુદી જાતના રેંટિયા ને પીંજણ, શાળ ને ચરખા જોવામાં રસ આવતો. એની ક્રિયાઓ એકી ટસે તેઓ જોઇ રહેતા હતા. ખાદીની શણગારેલી દુકાનો એમને આશ્ચર્ય પમાડતી હતી. ઘેર બેઠાં આવું સુંદર કાપડ બની શકે એવો એમને ક્યાંથી ખ્યાલ હોય? અને કાગળની બનાવટ, મધમાખીનો ઉછેર, ગોપાલન ને દૂધનું પૃથક્કરણ, જૂદી જૂદી જાતના અનાજો ને બીયાં, તેલની ઘાણી વગેરે એમના જીવન સાથે જડેલી વસ્તુઓ હતી. એક નાનકડું ગામ પણ રચવામાં આવ્યું હતું. હું ત્યાં ઉભો રહી ખેડુતો કેમ જૂએ છે તે જોઇ રહ્યો હતો. એ ગામની ઝીણામાં ઝીણી વિગતો એ લોકો ચર્ચતા હતા અને જોતા હતા. એટલે જેમ મહાસભાનું અધિવેશન એક ઉત્સવ જેવું નહિ પણ સંયુક્ત મોરચાની તૈયારી જેવું લાગતું હતું, તેમજ પ્રદર્શન કોઇ 'અજાયબ ઘર' જેવું નહિ પણ પ્રયોગમંદિર જેવું લાગતું હતું.

રસોડાની વ્યવસ્થા સારી હતી. ગ્રામઉદ્યોગની વસ્તુઓ જ ત્યાં વપરાતી હતી. બાજુમાં સ્ત્રીઓનો સમુદાય ઘંટી ફેરવતો હોય કે અનાજ સાફ કરતો હોય એ દૃશ્ય સુંદર લાગતું હતું પણ ધાર્યા કરતાં બમણાથી યે વધારે માણસો આવી પડવાથી જમવા માટે ક્યારેક તો કલાકો સુધી ખોટી થવું પડતું હતું પણ શ્રી. ગોકુળભાઇનો અને બીજા કાર્યકરોનો પ્રેમાળ સ્વભાવ એ કંટાળાને હરી લેતો હતો. વ્યવસ્થા અને સ્વચ્છતા સુંદર હતી એમ તો કહેવુંજ પડશે.

---

ફેઝપુરની વિરુદ્ધ ઘણી ખૂમો પડતી હતી તેમાં સૌથી મોટી બૂમ પાણીની તંગીના હતી. પણ પાણીની તંગી અમને દેખાઇ જ નથી. પાણીની પૂરતી વ્યવસ્થા હતી. એના નિકાસની વ્યવસ્થા પણ સંપૂર્ણ હતી. આ રીતે પાણી, જાજરૂ વગેરેની વ્યવસ્થા તો કોઇ પણ શહેરની મહાસભાને ટક્કર મારે તેવી હતી. એક વસ્તુ ઉપર અમને બહુ જ હસવું આવતું હતું: ફૈઝપુરમાં સૌથી વધુ કંઇ દેખાતું હોય તો 'મુતરડી'. જ્યાં ત્યાં 'મુતારી' 'પેશાબઘર' એવું લખ્યું હોય અને સાદડીનું નાનકડું એવું 'પેશાબઘર' ઉભું હોય. જો કે ઢંઢીને લઇને એ સારૂં તો લાગતું હતું પણ એમ થયું કે જરૂર મહારાષ્ટ્રના લોકોને પેશાબ કરવા બહુવાર જવું પડતું હશે!

આ તો મહાસભાના દેહનું વર્ણન કર્યું. મહાસભાનો પ્રાણ કયા માર્ગે હતો તે હવે જોઇએ.

ફૈઝપુરમાં કેટલીક તો નવીનતા જ હતી. સૌથી પહેલી અને મોટી નવીનતા પચાસ વર્ષ પછી મહાસભાએ ગામડાંમાં–પોતાનાં સાચાં સ્થાને પ્રવેશ કર્યો તે હતી. બીજી નવીનતા જવાહરલાલના હાથમાં જ સુકાન રહેવા દીધું અને સમસ્ત પ્રજાનું ભાવી એમના હાથમાં સલામત છે એવો વિશ્વાસ પ્રગટ કર્યો તે. ત્રીજી નવીનતા બે વર્ષ પછી મહાત્માજીએ પોતાના અંતરમાં લાવારસ ઉકળી રહ્યો હતો તેના સહેજ દર્શન કરાવ્યા તે. ચોથી નવીનતા જૂના જ મોરચા ઉપર લડતા બિરાદર 'રોય' મહાસભાના સિપાહી બનીને આવ્યા તે. પાંચમી નવીનતા મહાસભાના સૌથી પ્રૌઢ સેવક હિંદને આઝાદ જોવા માટે મૃત્યુ સાથે ઝગડતા ભારતભૂષણ માલવીજી ફરીને મહાસભાની ગોદમાં સમાયા તે. છઠ્ઠી નવીનતા એનું એ જ પ્રધાનમંડળ રાખી રાષ્ટ્રપતિએ જગતને જણાવ્યું કે 'હિંદને આઝાદ કરવામાં અમે સૌ એકમત છીએ' તે. સાતમી નવીનતા ખુલ્લી બેઠકમાં એક ઠરાવ સિવાય બધા જ ઠરાવો એક મતે પસાર થયા તે.

આમ અનેક નવીનતાઓ ફૈઝપુરમાં બની છે. ટીકાકારને આ ન દેખાય એને તો એમ

લાગે કે આપણે આ શોધી કાઢયું છે પણ આપણા દેશના વર્તમાન રાજકારણને ઝીણી નજરે જોનાર આ સાતેય નવીનતાનું રહસ્ય સમજી શકશે આ નવીનતા હું કહું છું કે મુંબઈમાં નહોતી લખનૌમાં નહોતી, એનાં આછાં દર્શન મુંબઈમાં ભરાયેલી મહાસમિતિમાં થયાં હતાં પણ ફૈઝપુરમાં જે જોયું તે ત્યાં નહોતું ફૈઝપુરે પોતાની કાર્યવાહીથી સાબીત કર્યું કે 'અહીં એકઠા થયેલા થોડા બુદ્ધિની પટાબાજી ખેલનારા નથી તેમજ આંબલીઆ કરી ટ્રેમાઈ જનારા પણ નથી અહીં તો બધા વ્યવહાર કુશળ લડવૈયાઓ ભેગા થયા છે અહીં બેઠી દેશનું ભાવી ઘડનાર નેતાઓને પોતાની જવાબદારીનો અને કરોડો માણસો પ્રત્યેના વિશ્વાસનો પૂરો ખ્યાલ છે' મને એમ થાય છે કે ફૈઝપુરમાં આટલી સફળતા મળવાનું કારણ શું? 'પંડિત જવાહરનું વ્યક્તિત્વ? નવા સુધારારૂપી દુશ્મનના એક બળવાન શસ્ત્રને નિષ્ફળ કરવાની મનોવૃત્તિ? શ્રદ્ધાભર્યા ચહેરે ઉલટી પડેલા લાખો ગામડીઆઓ દ્વારા હિંદની સાચી સ્થિતિનો ખ્યાલ? મને લાગે છે કે આ ત્રણેય કારણોએ પૂરો ભાગ ભજવ્યો છે પંડિત જવાહરલાલે સંયુક્ત મોરચાની વાતને કે સ્થાન આપી અનેક મતભેદોને ડુબાવી દીધા અને સૌનું લક્ષ સામેની લાવણી ઉપર જ રહે એવું વાતાવરણ ખડું કર્યું સરકારે નવા સુધારા રજુ કરી આપણને એક થવાની પ્રેરણા આપી આપણે સમજી ગયા કે અંદરના ઝગડા ને મતભેદ પછી પતાવી લેશું પહેલાં આ નવ તંત્ર સામે લડી રહીએ અને મહાસભાની કાર્યવાહી સાંભળવા જે માનવ સમુદાય મળે હતો અને જેના નામે જ બધી કાર્યવાહી ચાલતી હતી તે કોઈના મન સામેથી ખસી શકે એમ નહોતું સૌની એ ઇચ્છા હતી જ કે એ મૂંગા લોકોને અહીંથી આપણે ખાત્રી આપવી જોઈએ કે આપણી એકતામાં જ આપણા ઉદ્ધારની આશા છે. હું તો ખરેખર એમ માનું છું કે મહાસભાની વ્યાસપીઠ ઉપરથી બોલનાર દરેકને એમ થતું હશે કે 'હું કોઈ ઠરાવનો વિરોધ કરતાં કે સુધારો રજુ કરતાં એવું ન બોલી બેસું કે જેને પરિણામે આ લાખો માનવીના અંતરમાં મહાસભા પ્રત્યેનું બહુમાન જરા યે ઓછું થાય' રાષ્ટ્રપતિના અને સૌના ભાષણમાં આ વખતે વિશેષ કરીને આમજનતાની ભાષા અને આમ જનતાના પ્રયોગો જ વપરાતા હતા ઠરાવો અને ભાષણો મરાઠીમાં પણ થતા હતા તે ઉપરથી મહાસભા કરોડો ગામડીઆની છે એમ લાગતું હતું

એક દિવસ મહાસભા ઠરાવો કરનારી સંસ્થા હતી માત્ર ઠરાવો કરી આપણી આંતરિક ઇચ્છા જ પ્રગટ કરી હોય તો ઠરાવને ગમે તેવા સખત શબ્દોમાં ને ઉંચામાં ઉંચા આદર્શોમાં મૂકી શકાય પણ ૧૯૧૯ પછી મહાસભા એક વ્યવહારકુશળ સંસ્થા બની છે એના દરેક ઠરાવની પાછળ જબરદસ્ત ક્રિયાશક્તિ પડેલી હોય છે એનો એકે એક ઠરાવ સરકારને વિચારવો પડે છે સરકાર જાણે છે કે મહાસભાની વ્યાસપીઠ ઉપરથી જે આદેશ છૂટે, તે ગમે તેટલો કપરો હોય પણ એનો અમલ થવાનો જ છે મહાસભાના નામે આજ લગીમાં રાષ્ટ્રે ભારે બલિદાન આપ્યા છે તે સરકાર જાણે છે એટલે મહાસભાનો ઠરાવ એ એક પ્રકારની આખા રાષ્ટ્રની પ્રતિજ્ઞાના સ્વરૂપે હોય છે એટલા માટે જ મહાસભાના ઠરાવોમાં ક્યારેક મહેજ ઢીલાશ માલમ પડતી હોય છે આ વખતના ઠરાવોમાં આપણે હમણાં જ અમલ કરવો પડે એવા ઠરાવો ચૂંટણીનો જંગ જીતવો ધારાસભામાં જવું પણ બંધારણને તોડવાના એક માત્ર હેતુથી જ શહેનશાહના આગમનમાં કોઈ પ્રકારે ભાગ ન લેવો નવ બંધારણનો વિરોધ ને આખા દેશમાં

મજબૂત હડતાળ પાડવી. આ અને આવા ઠરાવો પણ થયા. બંગાળ નાગપુર રેલ્વેના સાઠ હજાર કામદારોની હડતાળ તરફ મહાસભાએ સહાનુભૂતિ બતાવી આ વખતે એક મોટું કામ કર્યું છે. એક દિવસ આપણા દેશની એ સેના વ્યવસ્થિત રીતે મહાસભાના ઝંડા નીચે આવશે એવી આશા આ ઠરાવથી બંધાય છે. સરકારી દમનનીતિનો વિરોધ, સરહદ ઉપર ગુજારાતા જુલ્મોનો વિરોધ વગેરે ઠરાવો તો થયા પણ એ ઠરાવ ઉપર બોલનાર દરેકની વાણીમાં એક પ્રકારનો અગ્નિ અને એક પ્રકારનું દુઃખ હતું, તેની પ્રજાના મન ઉપર ઘણી અસર પડી હશે. અગ્નિ તો આ સ્થિતિને ભસ્મરૂપ કરવાનો અને દુઃખ આજની આપણી લાચાર સ્થિતિનું.

બિરાદર રૉય મહાસભામાં આવ્યા અને વિષય વિચારીણી સમિતિમાં થોડુંક બોલ્યા પણ ખરા. જ્યારથી એ આવ્યા છે ત્યારથી હજારો જુવાનો એમના તરફ આશાપૂર્વક જોઇ રહ્યા છે. એમની આજની વાણી કેટલાક મિત્રોને નિરાશ કરે છે અને એ લોકો એમ મન મનાવે છે કે આવતી કાલે એ કંઇક જુદું બોલશે. ખરેખર તો જે હોય તે ખરું. મને પોતાને અને મારા જેવા ઘણા છે એમને, એમનું આજનું વલણ બરાબર લાગ્યું છે. એમાં સંયુક્ત મોરચાનો ભાવ ઠાંસી ઠાંસીને ભર્યો છે. એમને કોઈ નરમ દળના કહી શકે એમ નથી. એ આગનો કટકો છે એમ સૌ કોઇ જાણે છે. દુનિયાના અનુભવો એમના જેટલા બીજા કોઇ પાસે ભાગ્યેજ હશે. બીજા દેશોની ક્રાંતિમાં એમણે અગ્રભાગ લીધો છે. એ અહીં આવીને મહાસભાની છત્રછાયા નીચે બધાં બળોને મળવાનું કહે તેની મોટી અસર છે.

ફૈઝપુરમાં સમાજવાદી પરિષદ અને કિસાન પરિષદ પણ મળી. આ વખતે સમાજવાદી પરિષદે મહાસભાને પોતાના રંગે–અલ્પાંશે પણ રંગી છે એમ મહાસભાના ઠરાવો ઉપરથી જોઇ શકાય છે. એ કાંઇ ઓછી ફત્તેહ નથી. જો કે ફૈઝપુરની કાર્યવાહી ઉપર કેટલાક સમાજવાદી મિત્રો પોતાનો સંતોષ પ્રગટ કરે છે અને કેટલાક એમ માને છે કે સમાજવાદીઓએ ઢીલા થઇ સમાધાનની વૃત્તિમાં પડી મહાસભામાં પોતાની લડતને મોળી પાડી નાખી. કેટલાકને ફૈઝપુરની મહાસભા એ ગાંધીવાદનો મોટો વિજય લાગે છે કેટલાકને સમાજવાદનો વિજય લાગે છે. મને તો થાય છે કે સંયુક્ત મોરચાની રાષ્ટ્રપતિની ભાવનાનો ફૈઝપુરમાં વિજય થયો છે. એ ભાવનાએ ગાંધી માનસવાળાઓને સહિષ્ણુ બનાવ્યા છે અને સમાજવાદીઓને જરા ધીમા પાડયા છે.

એક વાત નક્કી છે કે ફૈઝપુરના અધિવેશને દેશમાં જાગૃત થવા પ્રાણ ને જોશ આપ્યું છે. આખા દેશમાં એક નવી હવા પેદા કરી છે અને હિંદની વિરાટ જનતાની આ મહાસભા છે એમ એક એક પ્રસંગથી, એક એક ઠરાવથી સાબીત કર્યું છે. મહાત્માજીએ જે ભવિષ્ય વાણી ઉચ્ચારી તે નવી નહોતી પણ આટલી ગંભીર કોઇ દિવસ નહોતી લાગી. એમના દિલમાં જ્વાલામુખી સળગે છે એમ સ્પષ્ટ જોઇ શકાય એવી એમની વાણી હતી. એ દુર નથી ગયા, એ નિવૃત નથી થયા, એ વૃદ્ધ નથી બન્યા. એ એ જ છે જે દાંડી કૂચ વખતે હતા. એ એજ છે જે 'લોહીની ગંગા રેલાવવાનું' અને 'દસ લાખ માનવીને' હોમ આપવાનું કહેતા હતા. પોતે શા માટે સેંગાવ છે. પોતે શા માટે આ રાષ્ટ્રધ્વજને ઉઠાવી મોખરે નથી ચાલતા તે એમણે સ્પષ્ટ શબ્દોમાં કહી દીધું. મહાસભાનુ પ્રધાનમંડળ ગાંધીજીની અમર તળે છે અને દેશનું રાજકારણ ઘડવામાં આજે ચે એમનું નેતૃત્વ છે તે આખો દેશ જાણે છે પણ પોતે દેશને આગળ ધપાવવાનો બોજો

જવાહરલાલ ઉપર નાખી આ માટે શાંતિ રાખી છે તે એમણે કહી દીધું અને પોતાની શરતો પણ મૂકી. આજ એ શરતો કેટલાક સ્વીકારશે એ પ્રશ્ન છે પરંતુ ફૈઝપુરમાં એવું તો લાગ્યું કે આ માનવી જ્યાં સુધી જીવતો બેઠો છે ત્યાં સુધી એનું સ્થાન કોઇ લઇ શકે એમ નથી, અને એનો પ્રાણ ક્યાં જરા યે મંદ પડયો છે! આજે યે એની વાણી લાખ્ખોના હૈયાને હલાવી મૂકે છે. આપણે એવી આશા રાખીશું કે એ આપણી વચ્ચે આવે અને આપણા રાષ્ટ્રપતિ કહે છે તેમ ફરીને આપણને દોરે ?

મહાસભા વિરાટને ખોળે મળી હતી. ઉપર ખુલ્લું આસમાન હતું. આજુબાજુ ખેતરો હતાં. હજારોનો માનવ મહાસાગર હિલોળા લેતો હતો અને આપણી સ્વતંત્રતાની મૂર્તિને અનેક શિલ્પીઓ સાથે મળીને ઘડી રહ્યા હતા. એ દૃશ્ય અદ્‌ભુત, પ્રેરણામય અને પાવનકારી હતું.

●

## અગ્નિસંસ્કાર

[ અંજની ]

અન્તર રાતદિવા ભ ડ ભ ડ તી,
રૂધિર કણેકણ ધીક ધગધગતી,
અણુઅણુ સકલ વિકલ તનુ જલતી
શમશે આગ કદા ?

ઉગ્ર, નિબિડ, નિઃશબ્દ ધખારા,
ત પ ત પ તા, લોહિત અ ગારા,
દગ્ધ, સુકા, નિર્જન રણક્યારા
સિંચાશે જ કદા ?

ભરખી ભર ! જીવ સહસ્ર તાણુખે,
ચ ણુ ચ ણુ ચ ણુ ઉરહુતાશ ડંખે;
'જલજલ' જીવ ઝંખે ને ઝંખે;
ક્યાં છે જલધારા ?

ક્યાં જાઉં, ક્યાં લગી મુંઝાઉં ?
આન્તર અગન કહીંક બુઝાવું ?
નહિ, નહિ, રહ્યુંસહ્યુ સર્વ દઝાવું,
ઓ સરજનહારા !

શિરીષ શેલત

●

# અવલોકનો

**મહાવીર સ્વામીનો સંયમધર્મ**: સંપાદકઃ ગોપાલદાસ જીવાભાઈ પટેલ. પ્રાપ્તિસ્થાનઃ નવજીવન કાર્યાલય અમદાવાદ પૃષ્ટ ૧૬+૨૬૨ મૂલ્ય રૂ. ૧-૦-૦

જૈન આગમના 'સૂત્રકૃતાંગ' નામના ગ્રંથનો આ છાયાનુવાદ છે. બે ખંડમાં પુસ્તક લખાયું છે.

'જીવનાં બંધનનું કારણ જાણી તેને દૂર કરવું જોઈએ' એ વાક્યથી શરૂ થતાં પુસ્તકમાં સરળ અને મનોહર શૈલીએ સંયમધર્મ સમજાવવામાં આવ્યો છે. પુસ્તક જૈન દર્શનનું છે પણ સંયમમાં પ્રયત્નશીલ કોઈ પણ મુમુક્ષુને ઉપયોગી થાય એમ છે. મહાવીરના સમયમાં જ સ્વચ્છંદને ધર્મ માનનારા, સુખોપભોગને જ જીવનનો હેતુ માનનારા પ્રખર બુદ્ધિશાળી પુરુષો પોતાના ગ્રંથો રચી પોતાના વાદનો પ્રચાર કરતા હતા એ આ પુસ્તકમાં ઠેર ઠેર માલુમ પડે છે. એ બધા વાદોની દલીલોના સચોટ જવાબ આપી સંયમધર્મનો મહિમા આમાં બતાવવામાં આવ્યો છે. જેને ધર્મ નામ માટે સૂગ પેદા ન થઈ હોય અને જે જીવનની અને સમાજની રક્ષા માટે સંયમ આવશ્યક છે એમ માનતા હોય તે કોઈ પણ ધર્મ કે કોમના આત્માર્થીને આ પુસ્તકમાંથી ઘણું મળશે.

શ્રી. આનંદશંકર ધ્રુવે પ્રસ્તાવના લખી આ પુસ્તક માત્ર જૈનો માટે જ નથી અને બ્રાહ્મણધર્મ ને જૈનધર્મ તાત્વિક રીતે વિરોધી હોઈ જ ન શકે એમ બતાવ્યું છે.

**મહાવીર સ્વામીનો આચારધર્મ**: સંપાદક-પ્રકાશક ઉપર પ્રમાણે પૃષ્ટ ૨૦+૨૦૮ મૂલ્ય ૦-૧૨-૦

જૈન આગમના 'આચારાંગ' નામનાં ગ્રંથનો છાયાનુવાદ છે. આ પુસ્તક પણ બે ખંડમાં છે. બીજા ખંડમાં સાધુ સાધ્વીના આચારોને અંગે વ્યવહારિક સૂચનો છે. પ્રથમ ખંડ વાંચતા તો એમ જ લાગે છે કે આપણી પાસે બેસીને કોઈ પ્રેમપૂર્વક સમજાવતું ન હોય ! વાક્યોના વાક્યો અહીં મૂકી દેવાની ઇચ્છા થઈ આવે એવું છે. જૈન-દર્શનના પુસ્તકો વિષે મારાં અલ્પ વાંચનમાં મારા મન ઉપર એવી છાપ પડી છે કે એમાં ઝિનાશ બહુ ઓછી હોય છે. આ પુસ્તકના

પ્રથમ ખંડમાં મને એ બિનાશ મળી, ઉપનિષદ્ અને ગીતાનાં વચનો યાદ આવે એવું તો આમાં ઘણું છે જેને ધર્મજીવનમાં રસ હશે તે તો આ પુસ્તકની ભાષા, શૈલી અને વસ્તુને કોઈ મધુરરમ્ય આસ્વાદન કરતો હોય એમ જોઈ શકશે 'મનુષ્યે અન્ય પ્રાણીઓની બાબતમાં બેદરકાર ન રહેવું' એ વાક્ય પુસ્તકનું મધ્યબિંદુ છે એ સમજાવવા માટે દલીલો મૂકી છે પણ એ દલીલો નથી લાગતી આપણું કોઈ પ્રિયજન-પૂજ્યજન વાંસે હાથ ફેરવતું આપણા કાનમાં અમૃત રેડી આપણા અંતરને જાગૃત કરતું હોયને !– એવું લાગે છે જેને આવાં પુસ્તકમાં રસ હોય તે ઓછામાં ઓછા પ્રથમ ખંડનાં ૮૦ પાનાં તો જરૂર વાંચી જાય મો.

**મનન અને મન્તવ્યો** લે. પ્ર. રતનલાલ વિ ખાડવાલા સુરત કિંમત આઠ આના

આ પુસ્તકની ઉપયોગીતા અને આકર્ષણ કેટલું છે તે સમજવા એક પ્રસંગ રજુ કરવો ઠીક લાગે છે અવલોકન માટે હું પુસ્તક વાંચવા લાવ્યો હતો, હજુ વંચ્યું નહોતું, અને મારા એક મિત્રના હાથમાં એ આવ્યું એઓ વાંચવા લાગ્યા એક પછી એક પ્રકરણ વાંચતા જ ગયા પછી એમણે મને કહ્યું, આ રહ્યા આ પુસ્તકના પૈસા તમને પુસ્તક પાછું નહિ મળે મે કહ્યું પણ એ વેચવા માટે નથી આવ્યું મને એ વાંચી રહેવા દો અને પછી તમે વાંચજો પણ એમણે તો જીદ પકડી અને 'બીજું ખરીદી લેજો પણ આ નકલ તો મારી જ થઈ સમજો' અમારા શહેરમાં આવી વેચવા માટે નકલો જ નથી આવી છતાં મિત્ર તો પૈસા ફેંકી ભાગી જ જવા લાગ્યા ખૂબ વીનવણીઓ પછી મને પુસ્તક પાછું મળ્યું

આ પુસ્તકમાં સમાજ, અર્થ, રાજકારણ અને કેળવણી તેમજ અન્ય ઘણા નવા અને જુના વિષયો પર મનન કરવામાં આવ્યું છે, ઘણા ઉપર મન્તવ્યો વ્યક્ત કરવામાં આવ્યાં છે ઘણા વિષયો જુના છે છતાં તે પ્રકરણ પણ આપણી પાસે વિચારો કરાવે છે

શૈલી તો એટલી સાદી અને સીધી છે કે હુંડિયામણ જેવો વિષય કે જેની સમજ મેળવવા મે ફેરગો પ્રયત્ન કર્યો છતાં પૂરો નહિ સમજાએલો તે આમાં તે પ્રકરણના એક વારના ઝડપી વાચન પરથી સમજાઈ જાય તેવી રીતે સમજાવ્યો છે

લેખક ખાનદાન અને પૈસાદાર કુટુંબના નબીરા હોવા છતાં આમ જનતા અને નીચલા થર વિષે બરાબર અભ્યાસ ધરાવતા જણાય છે નીચલા થર વિષે કેવળ હમદર્દી નહિ પરંતુ અવ્યવસ્થિત સમાજમાંથી ઉભી થએલી શાહુકારોની સંખ્યામાં પોતે હોવાની એમને શરમ જણાતી હોય તેવું દેખાય છે અને એટલે જ જ્યાં ત્યાં પૈસાદારોની ફરજોનું ભાન કરાવે છે કોમના દુશ્મનને માન આપવામાં પૈસાદારોની પીછેહઠ એઓ સહન નથી કરી શકતા તે આ પાનાઓમાંથી વાંચવા મળે છે

દરેકે દરેક કંડિકા ઉપયોગી છે દળ ખાતર કે લખાણ ખાતર એક પણ વાક્ય નથી લખાયું, વિશાળ અભ્યાસથી સંગ્રહેલા આંકડાઓ અને ઉદ્ધરણો છે, આવું આ (૩૨૫) પાનાનું પુસ્તક આઠ આનામાં મળે છે એની છપાઈ એના પાના એની બાંધણી એનો ઉઠાવ બતાવે છે કે પુસ્તક પાણીને મૂલે વેચાય છે

**સુખમની** (શીખગુરુ અર્જુનદેવ કૃત) અનુવાદક મગનભાઈ પ્રભુદાસ દેસાઈ પ્રકાશક નવજીવન પ્રકાશન મંદિર કિંમત બારઆના

સત્ય એ દરેક ધર્મનું સમાન તત્ત્વ છે દરેક મહાપુરુષનું ધ્યેય જનહિતને અનુલક્ષીને હોય છે એટલે જ તો દરેક ધર્મમાંથી રહસ્યો

શોધી શોધી ને તે ધર્મના સંસ્થાપકોનાં વચનામૃતો પીવાની આપણને ઇચ્છા રહે છે.

શીખધર્મ દરેક ધર્મથી કંઇ જુદી જ વિશિષ્ટતાઓ ધરાવે છે. એના મંદિરમાં કોઈ દેવની કે ગુરુની અથવા કોઇ પ્રતીકની પૂજા નથી થતી પરંતુ પ્રથમ ગુરુ શ્રી નાનક પછી થએલા ગુરુઓ તથા ભકતોના વાણી પ્રસાદમાંથી નીતારીને નાનકદેવના નામે એ બધું પાંચમા ગુરુ અર્જુનદેવે એક ગ્રંથમાં સંગ્રહ્યું અને તેની પૂજા કરવાનું ફરમાન થયું. આમ કરવા જતાં ગુરુ અર્જુનદેવને શી શી યાતનાઓ ભોગવવી પડી તે બધું 'સુખમની' માં સફળ અને વહેતી ભાષામાં ચીતરાયું છે.

ઉપરોકત ગ્રંથસાહેબના એક ભાગ રૂપ કાવ્ય 'નામ મહિમા' ની પદ્યાનુબંધ રચનાનું નામ 'સુખમની' છે. એના કવતનો રસ લેવાની તક મળે એ સદ્‌ભાગ્યની નિશાની છે; જો કે આ ગૂજરાતી અનુવાદ સફળતાએ પહોંચ્યો જણાતો નથી. એનું કારણ એમ પણ હોય કે જેમ નરસિંહ મહેતાનાં અન્ય ભાષામાં સારામાં સારી રીતે ઉતરેલાં ભજનો પણ ગૂજરાતીમાં મળે છે તેવી મજા નથી આપી શકતાં તેમ આનું ય હોય.

**રોકિયું**: લે. ચંદ્રભાઇ કા. ભટ્ટ. પ્ર. 'ચાલો પલટીએ' ગ્રંથમાળા, એલીસબ્રીજ, અમદાવાદ. કિંમત દસ આના.

. ચંદ્રભાઇ કા. ભટ્ટનાં આગલાં પુસ્તકોમાં જે ? ।: લી ધીરગંભીર શિક્ષણ પ્રવાહ હતો તે આમાં નથી. આમાં ચાર વાર્તાઓ છે. સમાજવાદના પ્રચાર અર્થે વાર્તાઓની ગૂંથણી થઇ છે છતાં "પ્રેમનો ભ્રમ" એ કોટિની ન કહી શકાય. બીજી ત્રણ વાર્તાઓમાં મજુરોને આજની સામાજિક પરિસ્થિતિને કારણે રોટી માટે જે માર્ગો-જેમાંના ઘણાખરા તો 'ઘૃણાસ્પદ' છે-લેવા પડે છે તેનું ભયંકર છતાં સાચું ચિત્ર આપ્યું છે. સાથે સાથે એ પણ લાગે છે કે લેખકનો પુસ્તક લખવાનો ઇરાદો રાષ્ટ્રીય મહાસભાને ગાળો દેવાનો તો નહિ હોય? મને લાગે છે કે પ્રચારની સાચી રીત આ ન હોવી જોઇએ.

**એક હતો છોકરોઃ** લે. ચંદ્રાભાઇ ભટ્ટ પ્ર. 'ચાલો વિચારીએ' ગ્રંથમાળા. એલીસબ્રીજ, અમદાવાદ. કિંમત ૭ આના.

ચંદ્રભાઇ ભટ્ટે આ પુસ્તક લખવાની નાહકજ તસ્દી લીધી. તેથી સમય અને નાણાંનો તો વ્યય થયો જ છે. 'રોકિયાં' માં આવી ગએલી વાર્તાઓ જેમ તેમ કરી એક દોરે ગૂંથી એક લાંબી વર્તા ઘડી કાઢી છે. પાત્રોનાં નામ જુદાં હોવા સિવાય પાત્રાલેખન કે પ્રસંગોમાં જરાયે ફેર નથી પડયો. પેરેગ્રાફો તો શું પણ વાકયો યે એ જ અને શબ્દોમાં સંજ્ઞાવાચક નામના શબ્દ સિવાય બધા એના એ જ. મહાસભાને આપવાની ગાળો પણ એ જ.

**ઓતરાતી દિવાલોઃ** દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર. પ્ર. નવજીવન પ્રકાશન મંદિર, પૃષ્ટ ૧૩૦, કિં. ૭ આના.

મને લાગે છે કે કાકા સાહેબનાં પુસ્તકો વાર્તાઓ કે નવલકથાઓનાં ન હોવા છતાં ઘણા માણસો તે ફરી ફરી વાંચતાં જ હશે

'ઓતરાતી દિવાલો' વાંચતાં વાચનાં હોઠ બસ મરકયા જ કરે. "બોડકું માથું" કે "નકટું નાક" વાંચવામાંથી ન પરવારતા હોય તેમણે "ઓતરાતી દિવાલો" અવશ્ય એકવાર હાથમાં લેવા. "બોડકું માથું" પછી એને વાંચવું જ નહિ ગમે.

આજ સુધીમાં આપણી ભાષામાં લેખકોએ જેલજીવન વિષે થોડાંએક પુસ્તકો લખ્યાં છે તેમાં

"જેલઑફિસની બારી" (શ્રી મેઘાણી), "અંતરની વાતો" (શ્રી સોપાન) "ઇન્સાન મીટા દૂગા" (શ્રી શ્રીધરાણી) "જીવતા કબ્રસ્તાન" (શ્રી દર્શક) અને એ ઉપરાંત પણ બીજા પુસ્તકો જેલ જીવન ઉપર લખાયા છે, પણ આ તો અનોખુ જ છે જેલ જેવા સ્થળે પણ કેદીઓ કેવા મધુર આનંદમા દિવસો વીતાવી શકે તેનુ સુંદર બયાન તાદસ્ય પણે આપણી નજર સમક્ષ તરી રહે છે જો કે અહી સામાન્ય દૃષ્ટિને તો તલવારનો ચકચકાટ જ દેખાશે પણ એ ચકચકાટ પાછળ જે કાતીલ ધાર રહેલી છે તે કદાચ નહિ દેખાય જેલ જીવનનું મનશ્ચિત્ર ખૂબ સુંદર છે પણ એની પાછળ જે ભયંકર અમાનુષિકતા રહેલી છે તેની પીછાન બહુ ઓછાને ગમશે

અને પ્રચારસાહિત્ય લખતા બેસનારાઓએ તો કાકા સાહેબના લખાણોનો (આ પુસ્તકનો તો ખરો જ) અભ્યાસ કરી લેવો જરૂરી છે આજના આપણા રાજ્યતંત્ર અને સમાજ ઉપરના વેધક મર્મકટાક્ષો વાચકને સહેજે એ તંત્ર ઉપર ઘૃણા ઉપજાવી દે

અને કાકા સાહેબ એ ને ભાષાની કે વ્યાકરણની ભૂલ હોય જ શાની?

ઘા

**અખિલ ત્રિવેણી** લે ગિરીશ મ ભટ્ટ પ્રકાશક શ્રી દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર ભાવનગર પ્ર ૧૮૦ કિંમત બાર આના

ટુકી વાર્તાનો આ જમાનો છે એમ કહીએ તો ચાલે અને એ પ્રદેશે દરેકોઇ લેખકને આકર્ષેલ છે પ્રસ્તુત સંગ્રહની અંદર પંદર ટુકી વાર્તાઓ છે ટુકી વાર્તાઓના વસ્તુને માટે દૂર જવુ નથી પડતુ, એની આ વસ્તુને સંગ્રહ સાક્ષી પૂરે છે આપણા રોજીંદા સમાજીક જીવનમા અનેક પ્રસંગો અનેક બનાવોમાંથી સુચન શોધનારને જોઇએ તેટલા મળી આવે છે, અલબત્ત લેખકમાં એ મહત્વ કરવા જેટલી અવલોકનશક્તિ હોવી જોઇએ

શાંત રીતે વહી જતી શૈલી એ આ પુસ્તકનું મુખ્ય અંગ છે દરેક વાર્તામાં એના લેખકને માનવ માનસના સૂક્ષ્મ પ્રકારને આલેખવાના પ્રસંગો મળી આવે છે એ આપણી પાસે આપણા સમાજમા વ્યાપી રહેલી જીવનની કટુતા અને થોડી ઘણી મધુરતાની રજુઆત સુંદર રીતે કરે છે એ રીતે એમણે પ્રાપ્ત કરેલી સફળતા ભવિષ્યના એક અચ્છા અને સફળ વાર્તાનવેશ તરીકેની આગાહી આપે છે

**રશ્મિ** લે રસિકલાલ જોષી પ્રકાશક જીવણલાલ અમરશી મહેતા અમદાવાદ કિંમત રૂ અઢી

આપણે ત્યાં નવલકથાઓ બહુ ઓછી લખાય છે અને તેમાયે શ્રેષ્ઠ પ્રકારની તો ગણી ગાંઠી જ એ ના જ માટે આપણા નવલકથા કારોમા મુખ્યત્વે બે જ લેખકની ગણત્રી થાય છે એ વાતની યથાયતા પુરવાર કરતી હોય તેમ આ નવલકથા આપણા સાહિત્યમા ઉમેરો કરે છે એની જા ખ મા એ ઇનામી હરિફાઇમા શ્રેષ્ઠ તરીકે જણાવાઇ છે પોતે રે ગમન પોતાના માટે એમ કહે છે કે 'તે હમેશા કલાસમા પહેલે નંબરે પાસ થતો, પરંતુ એના પિતા એને પૂછતા કે પહેલે નંબરે તો ઠીક પણ સોમાથી કેટલા ટકા ઓછા માર્ક મળ્યા કમ નશીબે સોથી ઓછા મળ્યા હોય તો મારે ઠપકો સાંભળવો પડતો 'કલાસમાં બધા છોકરાઓ ઠોઠ હોય તો તેમાં તુ પહેલો નંબર આવે તેમા તે શુ હોંશિયારી દાખવી હોશિયાર તો ત્યારે કહેવાં કે સોએ સો ટકા માર્ક મેળવે' અને મારી અત્યારની સફળતામા કોઇએ મને મોટામા મોટી મદદ કરી હોય તો એ પિતાજીના શબ્દે

'સોએ સો ટકા માર્ક મેળવ ત્યારે જ ખરો હોંશિયાર.'

આ શબ્દો અહીં યાદ કરવાનું કારણ માત્ર એની જાહેરાત. જો આ જ નવલકથા સર્વથી શ્રેષ્ઠ ગણાઇ તો પછી અન્ય કથાઓ કેવી લખાઇ હશે! આ બધા પછીયે વધુ વિચારજન્ય વાત તો એ છે કે એક ઉગતા લેખકની પહેલી જ નવલકથા આવી રીતે શ્રેષ્ઠ બની એ લેખકના વિકાસમાં કેટલો જબ્બર અવરોધનું કારણ બની હશે એનો એના પ્રકાશકોને કદાચ ખ્યાલ પણ નહિ હોય. ગુણદર્શનના અમે વિરોધી નથી, જો એ એની મર્યાદામાં રહીને થાય તો કાંઇ સારૂં પરિણામ આવે. બાકી તો એ નુકશાન કરે છેઃ

સાદી શૈલીએ લખાયેલી આ નવલિકામાં નવયુગના કેટલાંક તત્વો છૂટથી વેરાએલા માલુમ પડશે. વસ્તુસંકલનામાં એટલું બધું ધ્યાન ન અપાયા છતાં, એના સફળ નિરૂપણને અંગે અંત સુધી વાંચી જવાની ઉત્કંઠાને જાગ્રત રાખે છે. અને એમાં જ એના લેખકનો વિજય છે. લેખકનો પહેલો જ પ્રયાસ હોઇ, અમુક કચાશ સ્વાભાવિક છે, પરંતુ 'શ્રેષ્ઠ નવલકથા' ના લેખક તરીકેની મળેલ ખ્યાતીથી યોગ્ય અભ્યાસિતા અને જાગ્રતિ નહિ ભૂલે, તો ગણ્યાં ગાંઠયા આપણા નવલકથાકારો વચ્ચે પોતાનું સ્થાન ભવિષ્યમાં અવશ્ય જમાવશે જ એમ અમારૂં માનવું છે.

મૂ.

---

જે જે લેખક મિત્રોએ અને પ્રકાશન સંસ્થાઓએ પોત પોતાના પુસ્તકો 'ઊર્મિ'માં અવલોકનાર્થે મોકલ્યાં છે તે સૌના અવલોકનો વહેલી વહેલી ઊર્મિમાં આવે એવી ગોઠવણ થઈ ગઈ છે. અને હવે પછી પણ જે પુસ્તકો આવશે તે સૌનું અવલોકન બનતી ત્વરાએ આવશે.

સં. ઊર્મિ

# ગયે મહિને

—ઇંગ્લાંડ ઑસ્ટ્રેલીયાની પ્રથમ ટેસ્ટ મેચમાં આસ્ટ્રેલીઆનો સખત પરાજય થયો.

—સિલોન સરકારે ત્યાંની પ્રાથમિક શાળાઓમાં ભણતા બાળકો માટે શાળાના સમયમાં ચોકખો ખોરાક આપવા રૂ. દસ લાખ ખર્ચવા ઠરાવ્યું.

—કોંગ્રેસના પ્રથમ દિવસનાં પ્રભાતે સળગતી જ્યોત ને રાષ્ટ્રીયધ્વજ પહોચતાં કરવા દેવલાલી તથા મુંબઇથી બે ટુકડીઓ પગે ચાલીને ફૈઝપુર પહોંચી.

—યુગોસ્લોવીયામાં આંતરરાષ્ટ્રીય મહિલા સંમેલન મળ્યું. ગુજરાતી મહિલા શ્રી તારાબ્હેન માણેકલાલ પ્રેમચંદ મંડળના ઉપપ્રમુખ તરીકે ચૂંટાયા.

—બંગાળ નાગપુર રેલ્વે પર ૬૦ હજાર કામદારો હડતાળ પર ગયા

—લખનૌમાં લીબરલોનું ૧૮ મું સંમેલન સર કાવસજી જહાંગીરના પ્રમુખપદે ભરાયું

—ખાનસાહેબ અબ્દુલ ગફારખાનને સરહદમા દાખલ નહિ થવાનો મનાઇહુકમ ફૈઝપુર કોંગ્રેસમા પહોંચતો કરી તેની મુદત ૧૯૩૭ નવેંબરની ૨૯ મી તારીખ સુધીની લંબાવાઇ

—ઇંગ્લાંડના કોન્ઝર્વેટીવોએ વિશ્વશાંતિ માટે જાહેરાત કરી કે ગણ્ડ્રસંઘના કોવેનન્ટના કોઈ-પણ જાતના સુધારામાં વિઘ્ન અટકાવવા માટે સામુદાયિક સલામતીની શરતને મજબુત બનાવવી જોઇએ.

—હિન્દનાં મોટાં મોટાં શહેરોમાં નવા વર્ષનાં શુભ મંદેશાની લશ્કરી પૅરેડ થઇ.

—અમેરીકાથી ૨૦ વર્ષનો દેશવટો ભોગવી ૪૪ વર્ષની ઉમરે પાછા ફરતા શ્રી સૈલેન્દ્ર ઘોષ કરાચીમાં આવ્યા. એમણે એક મુલાકાતમાં જણાવ્યું કે મેં એક સજ્જન તરીકે સરકારને. હિંસાવાદી તથા વિપ્લવવાદી પ્રવૃત્તિઓમાં નહીં જોડાવાનો કોલ આપ્યો છે હું રાજદ્વારી જીવનમાં જોડાવા માગું છું. મારૂ-કામ દેશની આર્થિક સ્થિતિ સુધારવાનું ને નિરક્ષરતા ટાળવાનુ છે.

—રેવાના મહારાજા સાહેબે ખાસ ગેઝેટ દ્વારા હિન્દુ વિધવાને હરેક પ્રકારના બંધનો તોડી લગ્ન કરવાની કાયદેસર છુટ આપી

—જાપાન અને આસ્ટ્રેલીયા વચ્ચે નવા વેપારી કરારની મુદત ૧૮ માસની થઇ.

—સ્વીડનના રાજાએ ગ્રેટા ગાર્બોને સાહિત્ય અને કળાને લગતા કાર્યને માટે સૌથી ઉચામાં ઉંચો સ્વીડીશ મેડલ લીટેરીસ એટ આર્ટીબસ આપ્યો

—કરાચી ખાતે અખિલ હિન્દ તબીબી પરિષદ ડૉ. બી એમ નામના પ્રમુખપદે મળી એમાં જણાવવામાં આવ્યું કે ભવિષ્યમાં તબીબોનું કામ હવે લાખો ગામડીઆઓની સેવા કરવામાં જવાનું છે એમનુ ભાવી ત્યાં જ અજમાવવું પડશે.

—નિઝામ રાજ્યમાં હરિજનોને શિક્ષણ આપવા માટે ચાલુ નિશાળો ઉપરાંત બીજી સો વધુ શાળાએ ખોલવામાં આવનાર છે. તેની પાછળ ત્રણ લાખ રૂા ખર્ચવામાં આવશે.

—મદ્રાસ ખાતે અખિલ હિન્દ ફિલ્મ પરિષદ સાગર ફિલ્મ કંપનીના માલીક શ્રી ચીમનલાલ લુહારના પ્રમુખપદે ભરાઇ. હિન્દને. ઝાંખપ લગાડનારી પરદેશી ફિલ્મો સામે સખ્ત વિરોધ અને ફિલ્મોને કેળવણીનાં અંગ તરીકે સ્વીકારવાને પ્રાંતીક સરકારને વિનંતિના ઠરાવો થયા.

—ફૈઝપુર મહાસભાની પૂર્ણાહુતી, મહાસભાના પ્રમુખપદેથી પં. જવાહરલાલે આઝાદીની લડતમાં આમવર્ગનો સંપર્ક સાધવાની હિમાયત કરી.

—કુલ અઢી લાખ માણસોએ તિલકનગરની મુલાકાત લીધી.

—મહાસભાના અઠવાડ દરમ્યાન તિલકનગરની ઓફીસમાંથી કુલ પચાસ લાખ શબ્દો મોકલવામાં આવ્યા.

—ફૈઝપુરમાં અખિલ હિંદ કિસાન મહાસભા મળી. ખેડુતના કરજની સંપૂર્ણ માફી. હાલની જમીન મહેસુલ પદ્ધતીનો સર્વાંગી ત્યાગ વગેરે ઠરાવો થયા.

—મુંબઇમાં કોમી રમખાણને અંગે બહાર પડેલો કર્ફયુ ઓર્ડર ખેંચી લેવાયો.

—હિન્દ-બ્રહ્મદેશ રેડિઓ ટેલીફોન સરવીસ શરૂ થઇ.

—અખિલ હિન્દ મુસ્લિમ લીગના પ્રમુખ શ્રી જીન્નાએ ૩૦૦૦ મુસ્લીમો ને હિન્દુઓની સભાને જાહેર કર્યું કે દેશની પ્રગતિ માટે હિન્દુઓ ને મુસ્લીમોએ સંયુક્ત મોરચો રચવો જોઇએ.

—નાઝી પક્ષને હીટલરે નવાં વર્ષનો સંદેશો પાઠવતાં પોતાની સત્તા દરમ્યાન જર્મનીએ જે મેળવ્યું તેનો ઉલ્લેખ કરી કહ્યું કે માનવજાતના શત્રુસમા બોલ્શેવીઝમ સામે યુરોપીઅન સંસ્કૃતિનાં રક્ષણ માટે જર્મની કિલ્લા સમાન બનશે.

—અખિલ હિન્દ મહિલા પરિષદનું ૧૧મું અધિવેશન અમદાવાદમાં શ્રી માર્ગરેટ કઝીન્સના પ્રમુખ પદે ભરાયું ગ્રામસેવાનો આગ્રહ, હિન્દુસ્થાની ને રાષ્ટ્રભાષા બનાવવા, ગલીચ સાહિત્ય અને જાહેરખબરો સામે વિરોધ, સ્ત્રીઓ અને બાળકોની બેકારી ટાળવા માગણી કરતા ઠરાવો થયા.

—અમદાવાદની મીલોનો ઝઘડો ઉંવટના નિકાલ માટે શ્રી મડગાંવકરને સોંપાયો.

—ગયે વર્ષે મહાસભાના કુલ સભ્યો ૪૫૭૬૧૫ હતા. આ વર્ષે ૧૭૬૫૩૬ સભ્યો વધ્યા.

—બંગાલ સરકારે પ્રાથમિક શાળાના શિક્ષકોને તાલીમ આપવા માટે શાંતિનિકેતનમાં બે વર્ષ સુધી વ્યવસ્થા કરી છે,



: સંપાદક :

ઈશ્વરલાલ મોહનલાલ દવે

વર્ષ છઠ્ઠું : અંક બીજો

ફેબ્રુઆરી ૧૯૩૭

## અમારા ગ્રાહકોને

# લગ્ન એક સમસ્યા

સંભવ છે કે આવુ પુસ્તક આજ સુધીમાં આપે ન વાંચ્યુ હોય આ આખુ પુસ્તક પત્રો રૂપે લખાયુ છે આમા લગ્નની જેટલી બાજુ જોઇ શકાય તેટલી જોવાનો પ્રયત્ન થયો છે પુસ્તકની શરૂઆતમા લગ્નના પ્રેરક કારણોની ચર્ચા છે પરણવુ કે ન પરણવુ એ વિચારમા ઝોલા ખાતા જુવાનને આમાથી ઘણ જાણવાનુ મળશે ન પરણવાનો આદર્શ ક્યારે રાખી શકાય અને ક્યારે પાળી શકાય તે આ પ્રકરણમાં વિસ્તારથી બતાવ્યુ છે લગ્ન એ હજારો માણસો માટે આવશ્યક મર્યાદા છે અને જીવનનુ નિરીક્ષણ કર્યા વિના ન પરણવાની ધૂન સેવનાર સમાજજીવનને કેટલો ભયરૂપ છે તે જણાવવામાં આવ્યુ છે

ત્યારપછી આજની સામાજિક સ્થિતિનો કરૂણ વાસ્તવિક ચિતાર આપ્યો છે એમા દોષો વર્ણવ્યા છે એ દોષોના મૂળ શોધવાનો યત્ન કર્યો છે અને એમાથી કેમ ઉગરી શકાય તેનુ આછુ માર્ગદર્શન અપ્યુ છે

એ પછી પૃથક્કરણ કર્યું છે માણસમાં રહેલી દુર્દમ વૃત્તિને માર્ગ આપવા કે નિયમનમા રાખવા લગ્ન જરૂરી છે? મુક્તપણે એ વૃત્તિ ન સંતોષી શકાય? એ પ્રશ્નો વિચાર્યા છે અને લગ્નમર્યાદા વિના સમાજજીવનમા અવ્યવસ્થા મચી જાય એમ લેખકે બતાવ્યુ છે એ પછી સ્નેહલગ્ન, સવનન ક્રાંતિકારી લગ્ન ઇત્યાદિ નવા પ્રવાહોમા રહેલા દોષોનુ દર્શન કરાવ્યુ છે સવનનમા કેટલી મર્યાદા જરૂરી છે અને ક્રાંતિકારી લગ્નમાં ભયસ્થાનો કયા કયા છે તે બતાવ્યુ છે

ત્યારપછી આજના કેળવાયેલા યુવક યુવતીઓના માનસના અનેક દાખલાઓ આપીને સ્પષ્ટ ચિતાર આપ્યો છે, એના પરિણામોની કલ્પના આપી છે, અને એમા રહેલા વિચારદોષો અને આચારદોષો જણાવ્યા છે

પુસ્તકના અંત ભાગમા લગ્ન કરતા પહેલા જીવનમા કેટલી તૈયારીઓ જરૂરી છે અને બીજુ પાત્ર શોધવામાં આજની પરિસ્થિતિમા કયો માર્ગ હિતકર છે તે જણાવવાનો પ્રયત્ન કર્યો છે

લગ્ન વિશે પુષ્કળ વિચારો આપ્યા પછી પણ લેખક જણાવે છે કે લગ્ન અંતે એક સમસ્યા જ છે આપણે સૂક્ષ્મ વિચારને અંતે એને જેટલી ઉકેલી શકીશુ તેટલા આપણે સુખી થઇશુ

આ પુસ્તક ૨૨૭ પાનાનુ પાકી બાંધણીનુ ડિરેક્ટી જેકેટવાળુ, અને છૂટક કિંમત રૂા સવા છે આ પુસ્તક ઊર્મિ ગ્રંથમાળાના ગ્રાહકોને ઘેર બેઠા માત્ર બાર આનામા મળી શકે એવી યોજના છે ઊર્મિના ગ્રાહકોને પણ જો આ પુસ્તક જોઇતુ હોય તો બાર આને મળી શકશે જેને જોઇતુ હોય તે બાર આનાની ટિકિટ ઊર્મિ કાર્યાલયમા અથવા **નૂતન સાહિત્ય ભંડાર**મા મોકલી આપે

આ પુસ્તક મગાવનાર ભાઇએ પોતાનો ગ્રાહક નંબર જણાવવો અને કોઇને એક નકલ કરતા વધુ નકલ મોકલવામા આવશે નહિ

**નૂતન સાહિત્ય ભંડાર : ડેન્સો હાલ : કરાચી**

## ડૉ. રવિશંકર ગણેશજી અંજારીકૃત પુસ્તકો

**૧૯૩૭ ના માર્ચ આખર સુધીમા ખરીદનારને નીચેની ખાસ ઘટાડેલી કિંમતે આપવામાં આવશે**

| | મૂળ કિંમત | ઘટાડેલી કિંમત |
|---|---|---|
| ૧ વગર દોકડાનો વૈદ્ય | ૨-૦-૦ | ૦-૧૧-૦ |
| ૨ પ્રભાત પ્રાર્થનામાળા | ૨-૦-૦ | ૦-૧૧-૦ |
| ૩ વૃદ્ધવસ્થામા તંદુરસ્તી | ૧-૮-૦ | ૦-૮-૦ |
| ૪ વહુને શિખામણ | ૧-૦-૦ | ૦-૫-૦ |
| ૫ આદર્શન | ૧-૦-૦ | |
| *૬ હિંદના હિતનો ઉકેલ | ૧-૦-૦ | |
| ૭ હઠયોગ | ૧-૪૦-૦ | ૭-૦-૦ |
| *૮ શતશ્લોકી | ૦-૧-૦ | |
| *૯ આરોગ્ય દોહાવલી | ૦-૧-૦ | |
| કુલ કિંમત રૂ | ૯-૧૪-૦ | |

*આ પુસ્તકો છુટક મળી શકશે નહિ આખા સેટમા જ અપાશે પોસ્ટેજ ખર્ચ અલગ.

**નવ પુસ્તકોના આખા સેટની મૂળ કિંમત રૂ ૯-૧૪-૦ થાય છે તે રૂ ૩-૪-૦ મળશે**

ઉપરનાં પુસ્તકો મુંબઇ તેમજ અમદાવાદમા નીચે જણાવેલા ઠેકાણેથી મળી શકશે પરંતુ મુંબઇમા ઘટાડેલી કિંમત ઉપર રૂપીએ ૦-૨-૬ અને અમદાવાદમા રૂપીએ ૦-૧-૬ ખર્ચ જોગુ વધુ લેવાશે

વડોદરામા —પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ.

મુંબઈમા —આર. આર. શેઠની કું. પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઇ નં. ૨

અમદાવાદમા —ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય ગાંધીરોડ-અમદાવાદ

દરેક સાર્વજનિક પુસ્તકાલયમા અને દરેક સંસ્કારી ગૃહમા ખાસ રાખવા જેવાં રૂચિકર, બોધક, ઉપકારક અને મનુષ્ય જીવનને માર્ગદર્શક થાય તેવા શિષ્ટ વાચન માટે પસંદગી પામેલા ઉત્તમ કોટિના પુસ્તકો —

| | મૂળ કિંમત | લેવાની કિંમત |
|---|---|---|
| ૧ શ્રી ધોંડો કેશવ કર્વેનું આત્માચરિત્ર | ૩-૦-૦ | ૧-૮-૦ |
| ૨ વીર ગાર્ફિલ્ડ | ૧-૮-૦ | ૧-૦-૦ |
| ૩ બૂકર ટિ વોશિંગ્ટન | ૧-૧૨-૦ | ૦-૦-૦ |
| ૪ ક્રોમ્મ પુસ્તક ૧-૨ | ૧-૧૩-૦ | ૧-૦-૦ |
| ૫ અપંગની પ્રતિભા (હેલન કેલરની આત્મકથા) | ૦-૧૨-૦ | ૦-૧૨-૦ |
| ૬ જગતના સીતારા | ૦-૮-૦ | ૦-૭-૦ |
| ૭ અમારા જીવનની કેટલીક યાદગીરીઓ | ૧-૮-૦ | ૧-૪-૦ |
| ગાંધીજીની આત્મકથા ભાગ ૧-૨ | ૧-૦-૦ | ૧-૦-૦ |

પોસ્ટેજ તથા રવાનગી ખર્ચ જુદુ

લખો —પુસ્તકાલય સ. સહકારી મંડળ લિ.
રાવપુરા-વડોદરા.

# ગાંડીવની કુમારમાળા

માધ્યમિક શાળાઓમાં ઈતર વાચન તથા
ઇનામ વગેરે માટે ખાસ ઉપયોગી
કુમારોને જોમ આપે ને શૂરવીર બનાવે
તેવા હેતુથી ખાસ રચાયલું વીર સાહિત્ય

**૧. ગોરીલાનો પ્રેમ:** આ પુસ્તક ગુજરાતી ભાષામાં એક નવું જ પાનું ખોલે છે. દોડતી દુનિયામાં થતા સાચ્ચા સાહસોની કહાણીઓ આમાં આપી છે. (૧) ગોરીલાનો પ્રેમ (૨) જીવતા સમાધી (૩) ચાંચીયા (૪) રામપૂરી વાઘ! (૫) શેમોય શિકાર (૬) અજબ હિંમત! આવી તદ્દન સાચી બનેલી ને છતાં રૂંવેરૂંવા ખડાં કરનારી અદ્ભુતતાથી ભરેલી આ વાતો અપૂર્વ તાઝગીથી ભરેલી છે. અને તે વાંચતાં હૃદય થનગની ઉઠે છે. રોમરોમ પ્રાણ પ્રગટે છે. કિંમત માત્ર આઠ આના.

**૨. પૂછડિયા પ્રદેશમાં:** ચાર ગુજરાતી જુવાનડાને મન થઇ જાય છે કે ચિર માટે કંઇ શોધ ખોળ કરવા નીકળી પડવું... અને એ ચાર મરણિયાની નીકળેલી ટોળી કંઇ કંઇ વિઘ્નો અને સંકટો વટાવીને એક નવીજ જાતની પ્રજાના અજબ પ્રદેશમાં જઇ પહોંચે છે અને ત્યા અદ્ભુત અનુભવો મેળવે છે એ રસભર કથા એટલી તો તનમનાટભરી છે, કે તમારૂં રૂવેરૂવુ ખડું થઇ જાય, અને નસેનસમાં શૂરાતન જાગે. કિ. ૦-૮-૦

**૩. શિકારિકા:** લે શ્રી જીવરામ જોશી. ગુજરાતી જુવાને જાતે અને કોઇની સાથે કરેલા શિકારોની સાચ્ચી કહાણીઓ. તેની પોતાની કલમમાથી ઉતારેલી આ બ્યાનો વાંચીને દરેક ગુજરાતી સ્ત્રી પુરૂષનાં રૂંવા ખડા થશે અને છાતી ગજ ગજ ફુલશે. સાથે ફોટો પણ આપેલા છે. સાપનો શિકાર, રીંછનો શિકાર, શિયાળનો શિકાર, સુવરનો શિકાર, મરઘીનો શિકાર બધી જાનસાટોની રમતો. કિં. ૦- -૦, ૦-૫-૬ની ટિકીટો જરૂર મંગાવી લ્યો.

**૪-૫. ગેબી સૃષ્ટિ:** બે ખંડમાં સર આર્થર કોનન ડોઇલની લખેલી વિજ્ઞાન અને સાહસના સમન્વયવાળી રંગીલી વાર્તા દરેકના ૧૦ આના બે ભાગ સાથેજ મળશે.

**ગાંડીવ સાહિત્ય મંદિર, સુરત.**

# પત્ની—પુત્રી—ભગિની

એમને

લગ્ન—વર્ષગાંઠ કે બીજે શુભ પ્રસંગે

શું ભેટ આપશો ?

## સ્ત્રીશક્તિ ગ્રંથમાળાનાં પુસ્તકો

જે આખા ગુજરાતમાં વખણાયાં છે.
જેને સરકારે પણ મંજુર કર્યાં છે.
જે સચિત્ર અને રસિક છે,
જે ઉપયોગી અને જ્ઞાનદાયક છે.

તે—

કુલ ૬૦ પુસ્તકો બહાર પડયાં છે જે રૂા. ૨૫)માં આપવામાં આવે છે.

## થોડાંક નામો

| | | | |
|---|---|---|---|
| સુઘડતા અને સુંદરતા | ૦—૮—૦ | વીર રોઝા | ૧—૦—૦ |
| કમનસિબ સવિતા(ત્રં'બા) | ૦—૪—૦ | દેવી ચોધરાણી | ૧—૮—૦ |
| કાયદામાં સ્ત્રીઓનું સ્થાન | ૦—૩—૦ | રજીઆ બેગમ | ૦—૩—૦ |
| અર્ધાંગના | ૦—૪—૦ | માંદગી અને માવજત | ૦—૪—૦ |
| ભરત ગુંથણ | ૦-૧૦-૦ | પ્રતિ પ્રભુ છે | ૦—૧—૦ |
| પારસી વાનીઓ | ૦—૬—૦ | વાતનું વતેસર | ૦—૧—૦ |
| ઘરેણાંનો શોખ | ૦—૧—૦ | પારસી લગ્નગીતો | ૦—૬—૦ |
| જીવન પલટો | ૦—૪—૦ | સુખી ઘર | ૦—૩—૦ |
| સ્ટવનું શાસ્ત્ર | ૦—૩—૦ | વહેમી પતિ | ૦—૩—૦ |

લખોઃ—

## સ્ત્રીશક્તિ • કળાપીઠ • સુરત

# ગુજરાત



આદ્યતંત્રી: શ્રી કનૈયાલાલ માણેકલાલ મુનશી

સાહિત્ય સંસદનું મુખપત્ર

●

દરેક અંકમાં

પાટણની પ્રભુતા, ગુજરાતનો નાથ અને રાજાધિરાજ એ નવલત્રિપુટિના પૂર્વ સમયની શ્રી. મુનશીની ગુજરાતની અસ્મિતાનું ભાન કરાવતી, વેગવંતી નવલકથા

## જય સોમનાથ

( દરમાસ એક હફ્તો છપાય છે )

●

શ્રી. ધનસુખલાલ મહેતા, ધૂમકેતુ, વિનોદિની નીલકંઠ, સનતકુમાર વીણ વગેરેની સચોટ નવલિકાઓ, એકાંકી અને દીર્ઘ ચાલુ નાટકો.

ચન્દ્રવદન મહેતા, બેટાઈ, ઉમાશંકર, મુનઃસુખલાલ, સુન્દરમ્, પૂજાલાલ, બાદરાયણ, રમણિક અરાલવાળા વગેરે કવિઓનાં કાવ્યો.

સાહિત્ય પરિષદનાં વિવેચનપૂર્ણ વ્યાખ્યાનો

વાર્ષિક લવાજમ { હિંદમાં-પુસ્તકાલયો અને સંસદના સભ્યો માટે રૂા. ૪; અન્ય ગ્રાહકો માટે રૂા. ૫ પરદેશમાં ૧૨ શીલીંગ }

આપને ગુજરાતીઓમાં જાહેરાત કરવી છે?

**આપનો સંદેશો પહોંચાડવાનું 'ગુજરાતને' સોંપો**

આ અંકનો વધારો.

# કેળવણી બાળગૃહ

## કોઇ એવું સ્થાન હોય

જ્યાં બાળકેળવણીની પૂરી વ્યવસ્થા હોય.
જે શહેરી ઘોંઘાટથી દૂર કુદરત ખોળે હોય
જ્યાં શરીરસંધારણ માટે સુકી હવા, નિર્મળ પાણી ને પોષક ખોરાક હોય.
જ્યાં બાળક નાનપણથી જ ચોવીસે કલાક રહી પોતાની જ્ઞાનતૃષા છીપાવી શકતું હોય.
જ્યાં બાળકેળવણીના જાણકાર બાળકના સર્વતોમુખી વિકાસ માટે અહર્નિશ મગ્ન રહેતા હોય
જ્યાં બાળકોના વિકાસ માટે પૂરતાં સાધનો હોય.
જ્યાં બાળકને કુટુમ્બ જેવી પ્રેમની હુંફ મળતી હોય.
કોઇ આવું સ્થાન હોય

### તો માબાપો

પોતાનાં બાળકોને એવા કુદરતજીવનથી તંદુરસ્ત ને ખડતલ બનાવી શકે.

'આ શું?' 'એમ કેમ?' પૂછી સદાય જ્ઞાન લેવા ઝંખતા પોતાનાં બાળકોને જ્યાં ચોવીસે કલાક બાળકેળવણીના જાણકાર શિક્ષકો બાળકોની એ ભૂખ સંતોષવા ખડે પગે હોય, ત્યાં મુકી માબાપો સાચી કેળવણી આપી શકે.

તો માબાપો જ્યાં ખાસ બાલકેળવણીના અદ્યતન અને શાસ્ત્રીય સાધનો હોય ત્યાં પોતાના બાળકોને મુકી શાસ્ત્રીય શિક્ષણનો લાભ આપી શકે.

### તો તેથી એ બાળકો

જ્ઞાનને દવાના ડોઝ તરીકે શાળામાં પીએ છે. તેને બદલે જ્ઞાન તેમના આત્માનો સાચો ખોરાક બને.

### નો તેથી એ બાળકો-

સેકસપીયર ને મેકોલે કે મીલ્ટનની બુધ્ધિનો માલ ભરી મગજને માલ વખાર બનાવે છે તેને બદલે પોતે વિચાર કરતા થાય ને પરબુધ્ધિએ દોરાવાને બદલે કે બાળકે પગે ઉભવાને બદલે પોતાની વિવેકબુધ્ધિ વિકસાવે.


Wood Soap
કેરલ
સેન્ડલવુડ
સાબુ
WOOD
કેરલ સાબુ
સુવાસ પૂરી
થતા સુધી
સંઘરી રાખેછે

મુદ્રક : ધનશંકર કું. શુકલ
પ્રભાત પ્રેસ : ડેન્સો હોલ : કરાચી

# ઊર્મિ

પ્રકાશક : સુરેશ શા. બાબરીઆ
ઊર્મિ કાર્યાલય : ડેન્સો હોલ : કરાચી

વર્ષ છઠ્ઠું
અંક બીજો

સળંગ અંક
૬૨

## અનુક્રમણિકા



અમારા મુખ્ય એજન્ટો:—

| | |
|---|---|
| શ્રી જમનાદાસની કું., | પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ ૨ |
| નૂતન સાહિત્ય ભંડાર | રમકડાં માર્કેટ, અમદાવાદ |
| એલ. કે. મેઘાણી | ૧૪, અમરતલા સ્ટ્રીટ, કલકત્તા |
| પુસ્તકાલય સ. સ. મંડળ લી. | રાવપુરા, વડોદરા |
| ગાંડીવ લવાજમ એજન્સી | હવાડીઆ ચકલો, સુરત |

વાર્ષિક :::: લવાજમ :: રૂપિયા ચાર

છુટક અંકની કિંમત છ આના



* વર્ષ છઠ્ઠું * * ફેબ્રુઆરી ૧૯૩૭ * * અંક બીજો *

માહિતીઓનો ભંડાર હોવો કે તાર્કિક કુશળતા હોવી એ ભલેને 'બુદ્ધિ' ન કહેવાય પણ એ વિના ચાલે ખરું? એ વિના પાંગળા ન બની જવાય? એકલી કુશાગ્ર બુદ્ધિ શું કરી શકે? માહિતીઓનો ભંડાર એ તો બુદ્ધિએ વાપરવાનો ખજાનો છે અને તાર્કિક કુશળતા એ બુદ્ધિના શસ્ત્રાસ્ત્ર છે. એ બધું સાથે હોય તો જ શોભે ને જરૂર પડયે પ્રતિપક્ષીને વશ કરવાના કે મહાત કરવાના ઉપયોગમાં આવે.

બુદ્ધિ ભલેને શ્રદ્ધા કરતાં હીણી વસ્તુ હોય પણ એ આંખની કીકી જેવી નથી? એ વિના ડગલું પણ ભરી શકાય? અને શ્રદ્ધા ભલેને કોઇ ભેદભર્યું તત્ત્વ લાગતું હોય પણ એ વિના આપણા કાર્ય વિષે ને એના ભાવી વિષે અચલ વિશ્વાસ રાખી શકાય? મને તો થાય છે કે બુદ્ધિ વિના એક પગલું પણ ન ભરી શકાય અને શ્રદ્ધા વિના થોડુંક ચાલતાં જ થાક લાગે. એ બંનેમાંથી કોઇની અવગણના કર્યે ન ચાલે.

ધી.

# પ્રેરક અતીત

પૂજાલાલ

: વસંતતિલકા :

જે સ્વર્ણ ભાવિ ગમ પ્રેરત વર્તમાન
તે ભવ્ય ભૂતની શું ફોગટ કલ્પનાઓ ?
રોમાંચકારી ગત ગૌરવનાં સુગાન
ગાવાં ગણાય કંઇ પાગલ-જલ્પનાઓ !

પૃથ્વી અને પરમ ધામ પરાક્રમોએ
જે પૂર્વના પુરુષ હાથ કરી ગયેલા
શું તે પ્રભાતસ્મરણીય સદૈવ ન્હોયે ?
ના કોણ ધન્ય સ્મૃતિએ ગરવા થયેલા ?

આશાળ અદ્યતન ! ઉજ્જવળ ભાવિપંથે
તું વાધ વેગભર રૂઢ થઇ વિમાને ;
લે કિંતુ મંત્ર અપનાવી અતીતગ્રંથે
અંકાયેલા અમર અક્ષર પાન પાને.

છે ભૂત, અદ્યતન, ભાવિ ભર્યા પ્રવાહે
જાતો મહાનદ વહી અમૃતાબ્ધિગાહે.



# નીંદર મોરી

ઇન્દુલાલ ગાંધી

કલ્પના, ક્યાં મને જાય છે દોરી?
ઊડી ગઇ હવે નીંદર મોરી!

ઇન્દ્રધનુતણા રંગ દેખી દેખી પાંપણો કરતી નૃત્ય,
સંધ્યાની કેસરવેલને હીંચકે એજ હીંચકતું સત્યઃ

નથી જોવા એવા રંગ ખીલોરી
ઊડી ગઈ હવે નીંદર મોરી?

વિરાટ કેરી હથેળીએ ચાંદની આસન માંડતી રોજ,
રજનીઅંકમાં રમવા આવતી તારલિયા તણી ફોજ:

તારાઓને નથી લાવવા ચોરી
ઊડી ગઇ હવે નીંદર મોરી!

ડાળીએ ડાળીએ બાંધી રહી પેલી કોયલ ગીતના માળા,
કાનમાં આવી આવી અથડાતા આલાપ એજ રૂપાળા:

કંઠ–કિતાબને રાખજે કોરી
ઊડી ગઇ હવે નીંદર મોરી!

ફૂલમાં સુંદરતા નથી શોધવી સંઘરું કેમ સુગંધ?
ઝાડવે, ઝાડવે છો લટકાતી ભાન વિનાની વસંતઃ

વસંતડી! નહિ આવજે ઓરી
ઊડી ગઇ હવે નીંદર મોરી!

# માશીબા[1]

મોહિનીચંદ્ર

: છન્દવૈય :

શશીની જ્યોત્સ્નાની અધરમધ ધારા વરસતી,
હતી તેવી તારી રજતવરણી વાણી વહતી;

અમારી કુંજોમાં,
ગુલોની ખુશ્બોમાં, હૃદયદલમાં, ચિત્તબીણુમાં,
સિંચી તેને સ્હેજે, ઝગમગઝગાવી સ્વસ્મિતમાં
મુકે, સન્ધાને એ, નવજીવન અંકુર ફૂટતા,
અમોને હૈયે ત્યાં રસસભર રોમાંચ ઉઠતા;

અમારી સૃષ્ટિમાં,
અને સૌ દૃષ્ટિમાં, વદન તુજનું જ્યાં લસળસ્યું,
મહો ઉલ્લાસે ત્યાં અણુ અણુ બધુંયે હસી ઉઠયું;

અમારી આ નાની મધુતમ કલા મીટ ભરતી
તુંથી, ને મારાં સૌ સુખવિકિરતાં ચોહ પરથી;

કલા માશીબાના શબ્દ પ્રિયથી ગેલ કરતી
તને હંમેશાં, ને બની રહી તું એની સુપગથી;

આજે તારી રૂપેરી અવિરત સરતી વાક્ધારા શમી શું ?
સોનેરી મૌન માંહી વદન કમળને અંગવેલી નમી શું !
મૃત્યુના મંડપે શું !

ભલે ને; કિંતુ તે અમ હૃદમમાંહી સ્વનયને
પ્રતિબીજો બોયાં, અફળ નહિ થૈ એ કથળશે.
કંઇ જન્માંતે એ તરૂ બની ફળો-છાંય ધરશે,
તપ્યાંને, ભૂખ્યાંને, જગતરણુના કો પથિકને.

૧ નાની પુત્રી કલાવતી ( કલા ) અને તેનાં માશીબા ( પાડોશમાં રહેનાર સ્વ. શ્રી. નર્મદાબહેન ) ના ગાઢ સ્નેહને અંગે, શ્રી, નર્મદા બહેનના થયેલા અચાનક મૃત્યુ પ્રસંગે, તેમના તરફ દર્શાવેલી કાવ્યમય અંજલિ.

# જીવનપ્રતિમા

"અનિલ"

રાત્રિનો વેગ ત્વરિત ગતિએ વધતો હતો. આકાશ નિરભ્ર હતું. ચંદ્રનો રૂપેરી પ્રકાશ ધરતી પર પથરાતો હતો. અને તારકો પણ તટસ્થપણે ગંભીરતા જાળવી પોતાનું શાંત તેજ ફેલાવી રહ્યા હતા. વાતાવરણમાં મૌન વ્યાપી ગયું હતું. માત્ર ક્વચિત્ શીતલ પવનથી ઝાડ પરના પાંદડાં સૃષ્ટિની જાગૃતિના પ્રતિનિધિ બની ફફડી ઉઠતાં હતાં.

આ સમયે એક જીર્ણ મકાનમાંથી એકધારો અવાજ આવ્યા કરતો હતો. રાત્રિનું સામ્રાજ્ય ધસારાબંધ વધવા લાગ્યું. અને પેલો અવાજ તો નિયમિત આવતો હતો. –ટક–ટક–ટક. મકાનમાં કોઈ ઘેલો પુરૂષ રહેતો હતો કે શું? નહિ તો મધ્ય રાત્રિએ નિરર્થક અવાજ કરવાથી તેને શો ફાયદો? ત્યારે શું એ ધંધાદારી માણસ હતો? ના. તે શિલ્પી હતો. તે પત્થરમાંથી પ્રતિમા રચનાર હતો. અત્યારે પણ એ પોતાના કામમાં નિમગ્ન થઈ ગયો હતો કોઈનો ય અવાજ સાંભળવાની જાણે તેને ફુરસદ ન હોય તેમ, જાણે દુનિયાની કોઈ પણ પાર્થિવ વસ્તુ પોતાના કામમાંથી તેને અટકાવી શકશે નહિ એવા આત્મ-વિશ્વાસ સાથે હાથમાં ટાંકણું લઈ તેના ઉપર પોતાની હથોડી ચલાવી રહ્યો હતો.–ટક–ટક–ટક.

અને વાતાવરણમાં તેનો પડઘો પડયો. શિલ્પીની સામે જ એક લાવણ્યવતી યુવતીની તસવીર હતી એ તસવીર પરથી પોતાના શિલ્પમાં ભાવશ્રેણી પૂરી રહ્યો હતો.

પરંતુ તસવીર પરથી આબેહુબ ભાવો પ્રતિમામાં મૂર્તિમંત કરવા માટે અપૂર્વ કલાવિધાનની આવશ્યકતા જોઈએ. એ પ્રકારનું કલાવિધાન યોજવા એ સમર્થ હતો કે નહિ એ ખબર નથી, પરંતુ એટલું તો ખરૂં કે તેણે કલાની સાધનામાં જગતની નજરે પડતા જીવનના કરતાં ય અમૂલ્ય આહુતિ અર્પણ કરી હતી. જગતના કલાકારોમાં મુગુટમણી થવાની હોંસમાં તેણે શું શું કરી નાખ્યું હતું!

તેને પોતાની શક્તિઓનો બરાબર ખ્યાલ ન હતો. તે વેળાએ એક અજાણી છોકરીએ તેના જીવનમાં સમભાવ કેળવ્યો હતો. એ

છોકરીનું નામ રોહિણી હતું. તે જો કે હતી શ્રીમંત પિતાની પુત્રી, પરંતુ તેનામાં ધનમદ જરાયે ન હતો તે હતી લાવણ્યમયી, પણ તેને પોતાના રૂપનું જરા સરખું પણ ગુમાન ન હતું દેવને કાજે મંદિરમાં પૂજાના ફૂલ લઇ જતી વેળાએ તે ઘણીવાર શિલ્પીની નાનકડી ઓરડીએ આવી ઉભી રહેતી જાત જાતના કલાની છોળ ઉડાડતા અનુપમ શિલ્પનું એ મુક સ્થાન એ એકીટસે નિહાળી રહેતી પોતાની કલાનું સ્થિર દૃષ્ટિએ આસ્વાદન કરતી બાલિકાને રોહિત ઓળખતો થયો હતો પણ તેને વાત કરવાની ભાગ્યે જ ઇચ્છા થતી પરંતુ એક દિવસ પોતાને લાગેલી પિપાસા સંતોષવા એ કામ પરથી ઉઠયો ત્યારે તેણે રોહિણીને પોતાની નજીકમા ઉભેલી જોઇ રોહિતને પહેલી જ વાર લાગ્યું કે રોહિણી અપૂર્વ વદન ધરાવતી સ્વરૂપવાન બાલિકા છે. તેણે ઉભી રહેલી છોકરીને નીચે બેસવાની સંજ્ઞા કરી રોહિણી પ્રથમ તો સંકોચ પામી પણ પેલી સંજ્ઞા જાણે તેને આદેશ કરી રહી હોય તેમ તેને એ અનુસરી

'આવી સરસ કૃતિઓ તમે બનાવી શકો છો ?' રોહિણીએ પહેલી જ વાર ઉચ્ચારણ કર્યું

'એમ ? તમને એ બધી ગમી ?'

'હા તો સુંદર વસ્તુ કોને પ્રિય ન લાગે ?'

શિલ્પીએ હાસ્ય કર્યું તેના હાસ્યમાં અવિશ્વાસ અને નિરાશા જણાયા

'તમને કદાચ ખબર હશે કે આ પહેલી તારીખે શિલ્પકલાપ્રદર્શન ભરાવાનું છે '

શિલ્પી બાલિકાના કથનમા રહેલો આશય સમજ્યો અને એણે જવાબ આપ્યો 'હા પણ મારાથી એ બની શકે એમ નથી મારાથી એ કદાપી બનવાનું નથી.'

ત્યારે શું તમે પ્રદર્શનમા તમારી પ્રતિમા નહિ મોકલો ?'

'ના ' કહી શિલ્પીએ દીર્ઘ નિશ્વાસ મૂકયો

'શા માટે? તમને તમારી પ્રસિદ્ધિનો મોહ જરાયે નથી ?'

'પ્રસિદ્ધિ ? પ્રસિદ્ધિનો આધાર તો કલા ઉપર છે '

'એટલે તમારી પાસે કોઇ કલામંડિત કૃતિ છે જ નહિ ?'

'ખરી વાત કહું ? મને કોઇ યોગ્ય પ્રતીક મળી આવતું નથી '

'પ્રતીક ! તમને પ્રતીક ન મળે એ તો નવાઇ ! કહે છે ને કે કલાકારો પ્રકૃતિમાંથી પોતાનું સર્જન ઘડે છે !'

'એ વાત ખરી પણ આવી જાતના કલા-વિધાન માટે કોઇ ચોક્કસ પ્રતીક જરૂરી છે એ વગર રેખાઓ અને ભાવ ધાર્યા પ્રમાણે ઉતારી શકાય નહિ '

'તમે એની કંઈ તપાસ કરી નથી ?'

'કરી તો છે પણ '

શિલ્પીએ જરા ગળું સાફ કરી આગળ ચલાવ્યું ' પણ મળી આવતું નથી એ પિડા છે ને !'

'તમારે કેવી જાતનું પ્રતીક જોઇએ ?' રોહિણીએ પૂછ્યું

રોહિત રોહિણીને અનિમિષ નેત્રે જોઇ રહ્યો રોહિણીના હાથમાં વિકસિત ગુલાબના પુષ્પો હતા વાત કરતા એ વારે વારે ઉછાળતી હતી અને અચાનક રોહિતની આંખ નવા તેજે ચમકી ઉઠી જાણે તે ગાંડો બની ગયો હોય તેમ બબડયો, 'ફૂલમાળા ! ફૂલમાળા !' અને પછી ઉમેર્યું, 'મહેરબાની કરી થોડો વખત તમે આમ જ બેસી રહેજો !' અને રોહિણીએ સંમતિ દર્શાવી રોહિણી કેટલીય વખત સુધી શિલ્પીને ત્યાં બેસી રહી તે ઘેર જવા ઉઠી ત્યારે શિલ્પીએ પૂછ્યું

'ત્યારે હવે કાલે આવશો ને ?'

'હા, હા, જરૂર. તમારી કૃતિ પ્રદર્શનમાં પ્રથમ જ આવવી જોઇએ. હો !'

અને શિલ્પીએ જીવનમાં પહેલી જ વાર સુખી હાસ્ય કર્યું.

* * *

બીજે દિવસે રોહિણી સમય થતાં બરોબર રોહિતની ઓરડીએ આવી પહોંચી ત્યારે તેના વદન પર હર્ષની છોળો ઉછળતી હતી. તેનું કલાવાન હૃદય કલાકારના ઉત્કર્ષ કાજે અધીરૂં બની ગયું હતું.

'કેમ આવી ગયાં.' રોહિત એટલું જ બોલ્યો.

'હા. આજે તો ઘેર કહીને જ આવી છું. જરા મોડું થશે તો માલતીબ્હેનને સમજાવી લઇશ.'

'તમારે બ્હેન પણ છે ?'

'હા. એ મારી એકની બ્હેન છે. પણ એને આવો શોખ નથી. માલતીબ્હેન સંગીત સારૂં જાણે છે. હું તેને આ કૃતિ સંપૂર્ણ થશે ત્યારે જોવા બોલાવી લાવીશ. હો !'

'સારૂં, સારૂં. મારાં એવડાં ભાગ્ય ક્યાંથી ?'

પછી તે શિલ્પીના સૂચન મુજબ બેઠી. અને શિલ્પી પોતાનું ટાંકણું અને હથોડી લઇ પત્થરમાંથી કલામૂર્તિ ઉપજાવવા લાગ્યો.

આમ કેટલાક દિવસ સુધી રોહિણી નિત્યક્રમ મુજબ પ્રતીક તરીકે બેસવા આવી. પ્રતિમા પૂર્ણ થવાની તયારીમાં જ હતી પહેલી તારીખ નજીક આવવા લાગી. અને હવે પ્રદર્શનમાં પોતાની કૃતિના મૂલ્યાંકનની ચિંતા રોહિતને થવા લાગી. શું પોતાના જેવા અપ્રસિદ્ધ શિલ્પીની યોગ્ય કદર નહિ થાય ?

ચિંતામાં બેઠેલા રોહિતને એક દિવસ રોહિણીએ પ્રશ્ન કરી જાગૃત કર્યો.

'તમને આવું એકલવાયું જીવન કેમ ગમે છે ?'

'હું એનાથી ટેવાઇ ગયો છું.' રોહિતે જવાબ દીધો.

'પણ એ અવાસ્તવિક નથી લાગતું ?'

'શા માટે લાગવું જોઇએ ?'

'તમારે પ્રેરણાની જરૂર પડે કે નહિ ?'

'હા. એ સિવાય મનને મુગ્ધ બનાવે એવી કૃતિ ઉદ્‌ભવે જ નહિ.'

'તો મારી એક માગણી કબૂલ રાખશો ?'

'શી ?'

'હું તમારી પ્રેરણાશક્તિ બનીશ; તમારી જીવનપ્રતિમા બનીશ; મને તમારી સહધર્મચારિણી બનાવો !'

'અરે ! રોહિણી ! આપણો સંબંધ શું આટલી......'

'તમે ભલે તેમ ન માનો. પણ મારો નિશ્ચય અભંગ છે.'

'નહિ, નહિ, રોહિણી ! મારા જીવનમાં હું તને દાખલ કરી શકીશ નહિ.'

'એટલે ? મારી શ્રીમંતાઇ બાબતમાં તમને અવિશ્વાસ ઉપજે છે ! પણ એટલું યાદ રાખજો કે હું ધનની પરવા કરતી નથી. 'સાચા સ્નેહ વગરની સાયબી મારે નથી જોઇતી.'

'આ વાત શક્ય જણાતી નથી ?'

'તમને ડર લાગે છે ? મને સમાજનો જરાયે ડર નથી. આપણે ક્યાંક ચાલી જઇશું પછી શો વાંધો ?'

અને શિલ્પી જીવનમાં પહેલી જ વાર મૂંઝવણ ભરી સ્થિતિમાં આવી ઉભો રહ્યો.

* * *

તે વરસે રોહિતને પ્રથમ પારિતોષિક મળ્યું. તેની કૃતિની સહુએ પ્રશંસા કરી પણ પોતાની

શ્રેષ્ઠ કૃતિની અકૃતાનો આનંદ તેને માટે નિર્માયો ન હતો. રોહિણીના સૂચન મુજબ બન્ને અન્ય ગામમા ચાલી ગયા હતાં. રોહિણીના પિતાએ પુત્રી ગુમ થવાની વાત સાભળી ખુબ કલ્પાંત કર્યું. સર્વ સ્થળે તપાસ કરવામા આવ્યા છતાય રોહિણીનો પત્તો ન લાગ્યો. અનેક જગ્યાએ રોહિણીની ભાળ માટે પત્રો લખવામા આવ્યા પણ રોહિણી જડી શકી નહિ. અસહ્ય માનસિક ચિંતાઓથી લદાયેલુ પિતાનુ મન સાન ભાન ખોઈ બેઠુ. નવી આવી પડેલી આફતથી વૃદ્ધ શરીર એક દિવસ લથડયુ, ને તે પણ સંસારની યાત્રા પૂરી કરી સુદૂરની મુસાફરીએ ચાલી નીકળ્યા.

રોહિણીની બેન માલતીને તેના પિતાએ સારૂ ઘર શોધી આપ્યુ હતુ. એકજ માતાની બન્ને સમવયસ્કા પુત્રીઓ હોવા છતા તેમના સ્વભાવમા ભારે ફેર હતો. માલતીનો સ્વભાવ ગર્વિષ્ટ હતો અને એ સ્વભાવને ધનની અનુકૂળતાએ પોષ્યો હતો. સમરા તરફથી પણ તેને કોઇ વાતનુ દુ:ખ ન હતુ. જ્યારે જ્યારે એ પિયેરમા આવતી ત્યારે ઘરની સ્વામિનાની જેમ નોકર ચાકરો પર હકુમત ચલાવતી, પોતાની બ્હેન રોહિણીને પણ ધમકાવતી. રોહિણીએ પોતાની સલાહ માનવી જ જોઇએ એવી તેની માન્યતા હતી પછી એ સલાહ ગમે તે પ્રકારની હોય! પોતે વયમા મોટી તો નહતી પરંતુ ગૃહિણીપદની માનતમા એ રોહિણીથી પોતાને મનમા મોટી સમજતી હતી. માલતી જ્યારે ધમકાવતી ત્યારે રોહિણી કૈં જ જવાબ આપતી નહિ. કયારેક સામનો કરવા જતી ત્યારે માલતી પોતાની સલાહ નહિ માન્યાથી ભવિષ્યમા તેને જ ભોગવવુ પડશે એવા ભાવના વાકયો સંભળાવી રોહિણીને ડારતી.

માલતીનો પતિ ચન્દ્રમોહન પ્રખ્યાત વેપારી હતો. શહેરમા તેની પેઢીનો વ્યાપાર ધીખતો રહેતો. અનેક નોકરચાકર, રસોઇયા, અને ખુશામતિયાઓથી તેનું ઘર મર્યાદા ભર્યું ભર્યું લાગતું. રોહિણીના પિતાએ પુત્રીની ભાળ માટે ચન્દ્રમોહનને પણ પત્ર લખી જોયો હતો. પરંતુ તેના તરફથી તેમને કઇ વિશેષ માહિતી મળી શકી ન હતી. એટલે ઘણો સમય થઇ ગયેલો હોવાથી રોહિણીના જીવતપણા માટે પણ સૌને શંકા હતી.

આજે ચન્દ્રમોહન સિનેમા જોઇ આવ્યો હતો. રાત્રિ વધતી હતી છતાય તેને આજે નિદ્રા પ્રસન્ન થતી નહતી. સવારે વહેલા ઉઠી પોતાની પેઢી ઉપર જવાની તેને ખાસ જરૂર હતી, તેથી માલતીને વહેલા ઉઠાડવાનું કહીને તે સૂતો હતો પરંતુ તેનુ અસ્વસ્થ મન તેને સુખેથી સૂવા દે તેમ ન હતુ. તેને કૈં સમજ પડી નહિ. કેટલીય વખત સુધી એ શૂન્યદશામા પડી રહ્યો. પણ પછી તો તેનાથી રહેવાયુ નહિ.

રાત્રિની નિરવતામાં હથોડાનો એકધારો અવાજ તેને ત્રાસ આપી રહ્યો હતો.

'કયો મૂર્ખ આમ અવાજ કર્યા કરે છે!' ઓચિંતો પથારીમા બેઠો થઇ ચન્દ્રમોહન બોલી ઉઠયો. જાગતી રહેલી માલતીથી હસ્યા સિવાય રહેવાયુ નહિ.

તમને તે આજે થયુ છે શુ?' તે બોલી.

'પણ જોને આમ અવાજ કરે છે તે!'

'પણ એમા મને શુ પૂછો છો?'

'જોને ડેલામાથી આવે છે નહિ?'

'કોણ જાણે પણે ડેલાની પાસે પડી રહેલી ઓરડીમા કો'ક રહેવા આવ્યુ છે. ખડ કરાય એ ખિડીઓ મારતો હોય તો કૈં કહેવાય નહિ!'

'પણ આવે વખતે! સવારે ઠોકતા એને શુ થાય છે? કેવા લોક છે! સુખેથી ઉંઘવા પણ દેતા નથી!'

અવાજ નિયમિત ચાલુ રહ્યો–ટક–ટક–ટક.

ચન્દ્રમોહનથી આ સહન થઇ શકયુ નહિ. તે પોતાના મકાન પરથી ઉતર્યો અને જ્યાથી

અવાજ ઉત્પન્ન થતો હતો ત્યાં આવ્યો. તેણે ઓરડીનું બારણું ધકેલ્યું. વાસ્યા સિવાયનું બારણું ઝડપથી ખુલ્લું થઇ ગયું.

તે કમાન સુધી અંદરનું દ્રશ્ય જોતો ઉભો રહ્યો. તેના કપાળ ઉપર રોષ સૂચવતી કરચલીઓ પડી. તેના નયન પરની કાળી ભ્રમરો સંકુચિત બની ગઇ. તેનું આખું મુખ તંગ બની ગયું. તેની આંખ જાણે અગ્નિ નીકળવાનો હોય તેમ સંધ્યાના રંગનો આવિર્ભાવ કરવા લાગી.

તેની સામે પીઠ ફેરવી કોઇ અર્થચક જેવો લાગતો યુવક પત્થરને નિરર્થક કોતરી રહેલો તે જોઈ શક્યો. ઓરડીનું વિચિત્ર વાતાવરણ અત્યારે તેને અકળાવી રહ્યું હતું. ધારીને જોતાં તેને જણાયું કે તે યુવક છીણી પરથી મૂર્તિ ઘડી રહ્યો હતો પણ ઓરડીમાં પથરાયેલી દરિદ્રતાના અવતાર સરખી સામગ્રી તરફ તેનું ધ્યાન ન હતું. એ માન પેલા યુવકને જ જોઇ રહ્યો હતો. ગતિને સમયે આવો નિરૂપયોગી કટાળો સ્હેવા તેની વૃત્તિ તૈયારી નહોતી. પોતે આટલા વખત સુધી ઉભેલો હોવા છતાંય યુવક તો કામમાં મસ્ગુલ બની ગયો હતો! આ વખતે ચંદ્રમોહન ચિડાઇ ગયો. ક્રોધની ભયાનક ઝણઝણાટી તેના શરીરમાં પ્રવેશી. તે અચાનક આગળ ધસ્યો અને પેલી છીણી ઝડપથી હાથમાં લઇ પત્થર પર પટકી.

'અત્યારે પણ જ પત્તા દેતો નથી! મૂર્ખ!'

ચંદ્રમોહન બબડ્યો, અને પેલા યુવકની મનોદશાનો ખ્યાલ રાખ્યા સિવાય ચુપચુપ પોતાના મકાનમાં જઇ નિરાંતે સૂતો. જડવત્—પ્રતિમાવત્—તે યુવક કેટલીય વાર સુધી બેસી રહ્યો અને નમીર તૂટવાનું ભાન આવતાં એ ચમક્યો.

'રોહિણી! રોહિણી!' તે મોટે અવાજે બોલ્યો અને જમીન પર માથું ઢાળી દઇ એક નિરાધાર માનવની જેમ રડ્યો.

આજે તેનું હૃદય બીજી વખત તૂટ્યું હતું.

રોહિતનું અસ્વસ્થ મન ચક્કર ચક્કર ફરવા લાગ્યું. તેની પત્ની રોહિણી તેને મૂકી ચાલી ગઈ હતી. ક્યાં એ ગઇ હતી, એ તે જાણતો હતો. પણ તે પોતાને મૂકી કેમ ચાલી ગઇ હતી? કલાની પૂજામાં તો એ દિવાનો હતો અને રોહિણી પણ તેની કલાની સર્વદા પ્રશંસક હતી.

રોહિણીએ કલાકારની સાથે જીવન વ્યતીત કરવાના મનસૂબા ઘડી રાખ્યા હતા. અને તેની અભિલાષા સંતોષે એવો નર તેને મળી ગયો હતો. પરંતુ તેના પરિણીત જીવનમાં તોડ કાઢી શકાય નહિ તેવી પરિસ્થિતિ રચાતી ચાલી. તેને જણાવા લાગ્યું કે કલાકાર રોહિત પોતાના કરતાં પત્થરની પ્રતિમામાં વધુ સૌંદર્ય નિહાળે છે, જીવંત હાસ્ય કરતાં કલાકારને નિર્જીવ મૂર્તિના અબોલપણામાં વધારે રસ મળતો હતો. એમ તેની ખાતરી થવા માંડી.

રોહિણીને ધીમે ધીમે જણાયું કે રોહિત પોતાને ચાહતો નથી. તેણે ખૂબ વિચાર કરવા માંડ્યો. શું તેણે એવા પુરૂષને સહાય આપવામાં અઘટિત કાર્ય નહોતું કર્યું? શા માટે ક્ષણિક મોહમાં વિવશ બની જઇ તે રોહિતને પરણી? તેને પોતાના સમાગમ૫થી યાદ આવ્યાં અને પિતાનો વિચાર આવતાં જ તેની બુદ્ધિ બહેર મારી ગઇ. તેને કે પણ ઉપાય મળ્યો નહિ, માલતીને ત્યાં જઇ પોતાની ભૂલનું પ્રાયશ્ચિત્ત કરવું એમ તેણે વિચાર્યું. એ વિચારની કલ્પના પણ તેને અસત્ લાગી. માલતી પોતાની ભૂલ પર હસશે તો! તે ચોક્કસ વિચાર કરી શકી નહિ. તેનું હૃદય વ્યથિત બન્યું હતું. ગત દિવસ આવા વિચારો કરવાથી તેનું મગજ પણ નબળું પડ્યું હતું ને તેને જોતજોતામાં જ્વર લાગુ પડ્યો. રોહિતે સ્વપ્નાંઓ પર પોતાની પત્ની જોઈ અને આંખમાં આંસુ આવી ગયાં.

મરતાં મરતા રોહિણીએ જાણ્યું કે રોહિતનો પ્યાર તો એવોને એવોજ હતો! અને તેની આંખો સુખમય બેભાનપણામાં મિંચાઈ

પણ રોહિતના દુઃખનો પાર રહ્યો નહિ તેણે પોતાનું ટાંકણું અને હથોડી દૂર ફેંકયા. તે લગભગ ગાંડા જેવો બની ગયો અને એક દિવસ પોતાનો સરસમાન લઇ પેલા ડેલા જોડેની ઓરડીએ રહેવા આવ્યો.

રોહિતે નવુ જીવન શરૂ કર્યું હતું. પોતાની મૃત પત્નીનો એક ફોટો જે તેણે પહેલા પડાવ્યો હતો તેની સામે તે કલાકોના કલાક બેસી જોયા કરતો. જાણે કોઈ અવનવા ભાવની શોધ કરતો હોય તેમ અનિમિષ નયને તે તાકી રહેતો કવચિત્ તેની આંખ પાણીથી છલોછલ ભરાઇ જતી

પત્નીની તસવીર જોતા તેને એક વિચાર આવ્યો શું તે રોહિણીને પોતાના જીવનની પ્રતિમામા મૂર્ત કરી શકે નહિ ? એ વિચારથી તે પત્નીની તસવીર સામે ગોઠવી પ્રતિમા ઘડવા બેઠો જીવનની સમગ્ર શકિતનો વ્યય કરી એ પ્રતિમા બનાવવી જ એવી દૃઢ માન્યતાસહ તે પોતાના ટાંકણા પર હથોડી ચલાવી રહ્યો હતો પરંતુ તસવીર તે તસવીર! જીવતપણાના ભાવના કેવી રીતે સરજાવી શકાય ? છતાંય તેણે પ્રયત્ન શરૂ કર્યો પરંતુ ચંદ્રમોહનના ઘાતકી કૃત્યે તેને બીજી વેળા હૃદયવ્યથાનો અનુભવ કરાવ્યો ત્યાર હવે તેણે એ મત વીતાવી.

મૂર્તેવી કલ્પનાશક્તિને જાગૃત કરે એવુ પ્રભાત ઉઘડયું. એ ખુશનુમા પ્રભાતમા સમીરની મંદમંદ લહરીઓમાં અવર્ણનીય આલ્હાદ અનુભવતી કોઈ લાવણ્યવતી આ ઉદ્યાનમા પુષ્પો ચુંટી રહી હતી એ ઉદ્યાન અને તેમા ઉભેલી આ યૌવન ઇમાનતની સ્વામિની તે હોય તેમ અપૂર્વ સ્વાસ્થ્યથી એ પોતાના કામમા ઓતપ્રોત થયેલી હતી

સવારમા દિલ બહલાવવા કાજે ફરવા નીકળેલો રોહિત બગીચામાં સ્ત્રીને નિહાળી ચમકયો. તે વધુ પાસે આવ્યો, ને એકદમ ઊર્મિના આવેગમાં બોલી ઉઠયો. 'રોહિણી! રોહિણી!'

યુવતીએ એ ઘેલા માનવી તરફ જોયું અને પછી હસી. 'એ જ એ જ! રોહિણી! બરાબર એવું જ મધુર હાસ્ય!' બબડતો બબડતો રોહિત સુંદરીની નિકટમા આવ્યો

'કોને શોધે છે?'

'તુ રોહિણી..'

'ના, પણ એની બ્હેન છું. કેમ?'

'તારૂ નામ રોહિણી જ છે તું રોહિણી જ છુ કેમ?'

'ગાંડો!' તે મનમા બોલી, અને રોહિતને કહ્યુ, 'હુ તો એની બ્હેન માલતી છુ. રોહિણી તો બિચારી કયારનીય આ દુનિયામાથી ચાલી ગઇ.' આ શબ્દો બોલતા યુવતીના અવાજમાં કંપ ઉત્પન્ન થયો રોહિતે નિરાશામાં પોતાનુ મસ્તક બે હાથમા છુપાવી દીધુ

'તુ રોહિણીને કયાથી ઓળખે?' માલતીએ પૂછ્યુ

'ગઇ! મારી જ એ ચાલી ગઇ!'

'હા, ભાઇ હા! તારૂ નામ શુ?'

'રોહિત' અવાજમા એટલી દયામયતા હતી કે તે સાંભળી માલતીનું હૃદય અનુકંપાથી આર્દ્ર બન્યુ

'કોણ! તુ પેલો શિલ્પી તો નહિ?'

'હા'

'તમને પ્રથમ પારિતોષિક મળ્યુ હતુ નહિ?'

'ના મને તેની ખબર નથી' રોહિતે જવાબ આપ્યો

'હા. હા, હું તે જાણું છું. તમે "ફૂલવાળી" ની કૃતિ પ્રદર્શનમાં મુકી હતી ને ?'

'હતી, પણ તેનું શું થયું ?'

'મેં કહ્યું નહિ ?–તમને પહેલું ઇનામ મળ્યું હતું.'

'એમ ?' શિલ્પી અજાયબ થયો.

'હા મને પહેલેથી જ વહેમ હતો. મેં એ કૃતિ પ્રદર્શનમાં જોઈ અને મને રોહિણીના મુખસામ્યનો આભાસ થયો. તમે રોહિણીને ક્યાંથી ઓળખો ?'

'બ્હેન ! એ મારી પત્ની હતી. એના માત-પિતાની રજા સિવાય એ મારી સાથે ચાલી આવી હતી.'

'એમ !' માલતી ચમકી ગઈ. 'એ ક્યાં છે ? ક્યાં ગઈ ?' માલતીએ આતુરતાથી પૂછ્યું.

શિલ્પીએ ખિન્ન વદને આકાશ તરફ આંગળી ચીંધી. માલતી સમજી ગઈ. શિલ્પીના મુખ પર વ્યાપેલી વેદનાની છાયા રોહિણીના મૃત્યુ કરતાં યે એને વધુ કરુણ લાગી. એ વિચારતી હતી ત્યાં જ શિલ્પીએ પૂછ્યું.

'તમે તમે બેન, કોણ છો ?'

'તમે મને ન ઓળખી ?' માલતીએ દયાર્દ્ર સ્વરે કહ્યું.

શિલ્પી આંખ ખેંચીને જોવા લાગ્યો. 'હું સમજ્યો.' એનું મન સ્વસ્થ થવા લાગ્યું.

'તમે આજે ક્યાં રહો છો ?' માલતીએ પૂછ્યું.

'પેલી ઓરડીમાં' કહી એણે પોતાની ઓરડી બતાવી.

'આપના કરતાં આપણે ત્યાં રહેતા હો તો !'

શિલ્પીએ કંઈ જવાબ આપ્યો નહિ.

અચાનક માલતીને યાદ આવ્યું કે પોતાનો પતિ ને ગર્વે આ નિરાધાર કલાકારની જ તસવીર તોડીને આવ્યો હતો ! તેને રોહિતની સ્થિતિ પર અનુકંપા ઉપજી. ગમે તેમ પણ એ રોહિણીનો પતિ હતો. પોતે શ્રીમંતાઈના વૈભવમાં ગરીબની દુનિયા ન નિહાળવા બદલ પશ્ચાતાપ કરવા લાગી. રોહિતને એ કઈ રીતે ઉપયોગી નિવડે એમ હતી ?

'તમારે કંઈ આવક તો હશે જ.'

શિલ્પીએ ફિક્કું હાસ્ય કર્યું.

'મૂર્તિઓ વેચવામાં ગુજરાન ચાલી શકે છે ?' માલતીએ ફરીથી પૂછ્યું.

'એ વાત કરવામાં કંઈ સાર જ નથી.'

'હાલમાં કોઈ મૂર્તિ બનાવો છો ?'

'હા. તમે કેવી રીતે જાણ્યું ?'

'હું એમ નહિ જાણું ? પણ ભાઈ તમને ખબર નથી કે તે રાત્રે તમારી તસવીર કોણે તોડી નાખી હતી ?'

'ના. એ કોણ હતું ?'

'એ મારા પતિ હતા... ...!' જાણે બેહદ શરમ અનુભવતી હોય તેમ માલતી બોલી અને પછી તરત ઉમેર્યું 'પણ હું તમને મદદ કરીશ હો ! તમારે જે કંઈ જોઈતું હોય તે માગજો ?'

'તમારો ઉપકાર' રોહિતે જવાબ આપ્યો.

'અરે એ શું બોલ્યા ? એમાં ઉપકાર શાનો ? જરૂર માગજો હો !'

અને માથું હલાવી રોહિત ખિન્નહૃદયે ચાલ્યો ગયો.

* * *

રોહિણીનું અવસાન શિલ્પીના હૃદયમાં અદ્રશ્ય વેદના ઉપજાવી રહ્યું હતું. પોતાની કલા ખાતર રોહિણીએ કેવો જવલંત ભોગ આપ્યો હતો ! અને પોતે રોહિણીના અંતરને સમજી શક્યો નહિ ! રોહિણી સિવાય જીવન-રથની ગતિ કેમ ચાલશે ? તે દિવસે રોહિણીએ પ્રેરણાની વાત કરી હતી. રોહિતને એ વાત યાદ આવી. પ્રેરણામૂર્તિ વિના કલા સાધ્ય કરી શકાય

જીવનમા સાફલ્ય મળ્યા પછી પણ જીતુના અંતરમાં એ સાફલ્યના કરતાંય વધુ મોટો સાદ ઉઠે છે તે આ વાર્તાકારનુ પણ પરમ સાફલ્ય છે જીતુની પાસે જીવતી–એટલે કે શૈનિની–છે પોતે અચ્છો ચિત્રકાર બન્યો છે ત્યજનાર જગતે જ એને અપનાવી લીધો છે, તેની સ્થિતિમા પોતાના બાળપણની દુ ખ–સ્મૃતિઓ જીતુને વધુ કટુ અને તેથી અનાકર્ષક બનવાનો વિશેષ સભવ પરતુ સાચો દુખી પોતાના પ્રત્યે પહેલવહેલી માનવતા દાખવનારને કેમ ભૂલી શકે? એ માનવતા એને નાનપણમા સાપડી હતી માટે જ વધુ તીવ્રપણે સાભરવા જોગ થઇ ગઇ અને સરૂબેનનો નિર્મળ પ્રેમ તો અણુઅણુ દીવી જેવો એના પ્રાણની સાથે ને સાથે રહ્યો છે. જીતુને જપ વળ્યો નહિ એણે પોતાની પ્રથમ સભાળ લેનારાઓએ ચિરકાળના બાધેલા સ્નેહ–તાતણા વડે એચ્યો ને એ પાછો સરૂબેનને મળ્યો પણ એથી વધુ તીવ્ર લાગણી તો વાર્તાકારે જીતુના અને બા'ના (ડાક્તર પત્નીના) મિલનમા મૂકી દીધી છે જીતુના નાસી જવા પછી કુવા શોધાવ્યા, અને છોકરા પાસે પોતાનો મેમાથી એક આગળા પકડાવીને 'જીતુ આજ સાજના આવી જશે એવુ માનવા મથનારા 'બા જીતુને પોતાના પગમાં પડેલો જુવે છે, ત્યારે—

"જીતુ, બેટા, મને ક્ષમા આપજે' કહી જીતુને ઉપાડીને છાતીમા લ્યે છે પ્રેમનો ત્યારે પરમ વિજય આપણા અતરમા ઉજવાઇ રહે છે

ને વૈર, ધિક્કાર તેમ જ બગવાના સુચક તમામ જીવન–મળો કરતા પ્રેમનુ બળ શુ વધુ મહાન નથી? યુદ્ધક્ષેત્રમા ઘુમી ઘુમીને આખરે તો આપણે મોડે પણ જીતુ અને શૈનની જેમ માનવ પ્રેમના ધરભણી જ પાછા વળવુ છે ના!

તદ્દન સાદી, મનોવિજ્ઞાનનો એક પણ કોયડો છોડવાનો દાવો ન કરનારી, વસ્તુગુથણીમા એક પણ રહસ્યને ખડુ કરવાના પ્રયત્ન વિનાની આ કથા આપણને સ્પર્શે છે, કેમકે લેખકના સસારના સ્વાનુભવમાથી એ નીપજેલી છે. જીવનની ખુદેલી ધૂળમાથી પાકેલી એ પેદાશ છે

મૂળ હિન્દી મે વાચ્યુ છે ને વખાણ્યુ છે ગુજરાતી વાચ્યુ ત્યારે મને નવીજ કોઇ ચોપડી વાચતો હોઉ એવો આનદ મળ્યો છે ફરી ફરી વાંચવા મન થાય છે અનુવાદ જાણે કે આ છે જ નહિ

સારા અનુવાદો કદિ અનુવાદો હોતા જ નથી અનુવાદકોએ પોતાની આત્મિક એકરસતામાં જ કલમ બોળીને લખેલા એ મર્મલેખો બને છે

**શાયરી** (ભાગ પહેલો બીજો) કર્તા હાશિમ બિન યૂસુફ ભરૂચા પ્રકાશક 'વહશી સાહિત્ય કાર્યાલય સુરત કિં આઠ આના,

ફારસી છદરચના ગુજરાતી કવિતા માટે કેટલી અને કયા ક્યા ઉપયોગી થઇ શકે તેને ઉદાહરણો આપીને શાસ્ત્રીયરીતે સમજાવવાનો આ અમૂલ્ય યત્ન છે આ વિષયપરત્વેનુ કર્તાની દૃષ્ટિબિંદુ બેહાણ વિસ્મયજનક છે સસ્કૃતમાથી અનેક છદો ગુજરાતી ભાષાને મળ્યા છે. એ તમામમા ગેયતા તો છે પણ મર્યાદાના બંધનમા પડેલી એ ગેયતા જોઇએ તેટલો લોકાદર પામી શકી નથી ફારસી છદરચના પણ એ મર્યાદાથી મુક્ત નથી ગુજરાતી કવિઓ એને સ્વતત્રરીતે બહલાવવાને યત્ન કરે તો સસ્કૃત–ફારસીના મિશ્રણથી ખોવાઇ ગયેલી ગેયતા પાછી આવવાનો સભવ છે ખરો ગુજરાતી ભાષાના આ જાતના અલ્પ સાહિત્યમા આ પુસ્તકનો ઉમેરો આવકાર પાત્ર છે કર્તાને અભિનદન ઈ

**યોગપ્રદીપ** પ્રકાશક શ્રી અરવિન્દ ગ્રથમાળા, હેયર સ્ટ્રીટ કલકત્તા મુલ્ય આઠ આના

શ્રી અરવિદ બાબુએ પોતાના શિષ્યોના પ્રશ્નોના ઉત્તર આપતાં જે પત્રો લખેલા તેમાથી

તારવીને આ પુસ્તક હિંદીમાં તૈયાર કરવામાં આવ્યું છે, આમ છતાં પુસ્તક યોગ માટેનું પ્રવેશક પુસ્તક બની શક્યું છે.

શ્રી. અરવિંદ અને એમના યોગ વિષે ઘણી વિચિત્ર માન્યતાઓ શિક્ષિતોમાં પણ ચર્ચાય છે. અમારા એક શિક્ષક કે જેઓ પોતાને શ્રી. ઇન્દુલાલ યાજ્ઞિક અને છેલશંકર વ્યાસના મિત્ર તરીકે ઓળખાવતા તેઓએ એક વખત જે કહેલું તે મને અત્યારે પણ યાદ છે. એમણે એવું કહેલું કે તેઓ થોડા મિત્રો શ્રી. અરવિંદ દેવને આશ્રમે ગએલા, મુલાકાત મેળવેલી અને શ્રી. અરવિંદે એમની જિજ્ઞાસા સંતોષવા અમેરિકાની એક ખાદ્ય વસ્તુ ચમત્કારથી એક જ સ્થાને બેસી રહીને તે ઓરડામાં હાજર કરેલી.

ઉપલા ચમત્કારની વાત સાચી છે અથવા અમારા શિક્ષકે તે ઉત્સાહમાં આવી જઈને અતિશયોક્તિ તરીકે કહી છે એ હું જાણતો નથી પરંતુ આ પુસ્તક વાંચવાથી અપણને એટલું તો સમજાય છે કે યોગ આચરનારમાં કોઇક કાળે પણ આવા આધિભૌતિક ચમત્કારો કરી શકવાની શકિત આવી શકે ખરી. પણ યોગનો સાચો અર્થ સમજનાર એવા ચમત્કારો કરવાની કદિ ઇચ્છા જ ન કરે. એવી ઇચ્છાથી થએલો યોગ માણસ જે માટે યોગ આચરે છે તે તેને મળતું નથી.

શ્રી. અરવિંદ બાબુનો યોગ પૂર્ણયોગ કહેવાય છે કારણ કે તેમાં અંતર અને બહિર બંને પ્રકારને સમાન સ્થાન છે. કેવળ ધ્યાન કે ભકિત અથવા કેવળ સંસારનાં પ્રપંચો (કર્મો) મનુષ્યની પૂર્ણતાને મદદકર્તા નથી, ગીતામાં જે છે તે બધું આમાં છે. ઉપરાંત આમાં વિજ્ઞાનશક્તિ અને પ્રકૃતિનું દિવ્યીકરણ આરોપવામાં આવેલ છે.

પુસ્તકની ભાષા ખૂબ પ્રવાહી, મધુર અને સાદી છે. છપાઇ તથા ઉઠાવ પણ સુંદર છે. પુસ્તક આવકારદાયક છે. ચા.

**જ્યોતિર્ધર** (પખવાડીક) તંત્રીઓ: ગટુલાલ ગો. ધ્રુવ: પ્રાણલાલ દેસાઈ. ગાંધી રોડ, અમદાવાદ. વાર્ષિક લ. બે રૂપીઆ.

ગૂજરાતના સામાજીક પ્રશ્નોને ચર્ચે એવા મુખપત્રની ભારે જરૂર હતી. સત્યાગ્રહ લડત શરૂ થઇ તે પહેલાં રાજકીયની સાથે સામાજીક પ્રશ્નો ગાંધીજીના નવજીવનમાં ઠીક ચર્ચાતા. નવજીવન બંધ થયા પછી આ ખોટ ભારે જણાતી. અઠવાડીકો અને પખવાડીકોમાં સામાજીક ચર્ચાઓ નહોતી આવતી એમ કહેવાનો આશય નથી પણ એવી ચર્ચાઓ બીજા વિષયો સાથે સેળભેળ થઇ જતાં જે અસર ઉપજવી જોઇએ તે ઊપજતી નહોતી. જ્યોતિર્ધરનો મુખ્ય હેતુ જ સમાજમાં સુધારણા કરવાની છે. પહેલા ત્રણ અંકો જોતાં લાગે છે કે આ નવું પ્રકાશન પોતાની નેમ પાર પાડશે એટલું જ નહિ પણ ગૂજરાતમાં થનારી સામાજીક ક્રાન્તિમાં અગત્યનો ભાગ ભજવશે. અમે એની ફતેહ ઇચ્છીએ છીએ.

## શામળદાસ કૉલેજ મેગેઝીન

ભાવનગરથી પ્રગટ થતું આ કૉલેજ મેગેઝીન અંગ્રેજી અને ગુજરાતી એમ બે વિભાગમાં બહાર પડે છે. અ ગ્રેજી વિભાગના ૬૬ પાનાઓમાંથી લગભગ ૪૫ પાનાઓમાં વિચારણીય લેખો સંગ્રહવામાં આવ્યા છે. અંગ્રેજી વિભાગ જેટલો જ ગૂજરાતી વિભાગ સમૃદ્ધ કરવા પ્રયત્ન કરવામાં આવ્યો છે. કવિતાઓમાં હજીપણ ઝીણવટ ભરી પસંદગીની જરૂર છે. ગદ્યવિભાગમાં ખાસ ધ્યાન ખેંચે તેવા લેખોમાં 'અર્વાચીન કવિતા' અને 'સૌન્દર્ય ચિત્રો' ગણાવી શકાય. 'મુન્શીની 'પુરાતત્વની ભાવના' 'ઊર્મિ'માં આવી ગયેલ છે. તે સિવાય વાર્તાઓ હજી આરંભકાળની ગણી શકાય તેવી છે. એટલે આખોએ અંક એના સંપાદકો કહે છે તેમ 'આપણા વિદ્યાર્થીઓની સર્જનની શક્તિઓનું દર્શન કરાવે છે.'

# કલાદર્શન

## ગુજરાતની ચિત્રકલાનો પ્રતિનિધિ સંગ્રહ

'રવિશંકર રાવળ, રવિશંકર પંડિત, કનુ દેસાઇ, રસિકલાલ પરીખ, સોમાલાલ શાહ, કૃષ્ણલાલ ભટ્ટ, ચન્દ્રવદન ભટ્ટ, એ સાતે ગુજરાતી કલાકારોનાં, ૧૦"×૧૧"ના માપના વિવિધરંગી માઉન્ટ ઉપર ચોડેલાં દસ સુનંદાં, પૂર્ણરંગી ચિત્રોનો અભિનવ સંગ્રહ કાચું ૧–૪–૦; પાકું ૧–૮–૦ રજિ.–પોસ્ટેજ ૦–૬–૦

# ચિત્રશતક

## સવા રૂપિયામાં સો ચિત્રોનો સંગ્રહ

કોણે કહ્યું કે કલાનો ઉપભોગ શ્રીમંતો જ કરી શકે? શુદ્ધ ઊંચી પસંદગીની, વિવિધતાવાળી અને સંસ્કારી કલાનો સુસમૃદ્ધ સંગ્રહ, મધ્યમ સ્થિતિનો ગમે તે ગૃહસ્થ કે કરકસર-વાળો કોઈ પણ વિદ્યાર્થી ખરીદી શકે એટલી કિંમતે મળે છે. સુંદર ઉઠાવ - મજબૂત બાંધણી કિં ૧-૪-૦ પોસ્ટેજ ૦૦-૩-




જેને વિષે હવે વિશેષ જાહેરખબર કરવાપણું રહ્યું નથી એવું ઘરઘરનું જાણીતું અને જનજનનું માનીતું આવતી પ્રજાનું માસિક એની વિશુદ્ધ ગૌરવાન્વિત કલા, એના સંસ્કાર સંપન્ન જ્ઞાનપ્રચુર લેખો, એની એકધારી ઊંચી કાવ્યસામગ્રી, એની મનોહારી વિવિધતાભરી માસેમાસની નવીનતા, બધું અનોખું છે–અજોડ છે

વાર્ષિક લવાજમ રૂ. ૬–૦–૦ :: ::: :: પરદેશ ૧૨ શિ

નમુનાના અંકના પૈસા પડતા નથી.

એનો કોઇ પણ અંક જુઓ અને તમે ગ્રાહક થવા લલચાશો

કુમાર કાર્યાલય · ૧૪૫૪ · રાયપુર અમદાવાદ

# અંજલિ ગ્રંથમાળા

## ત્રીજા વર્ષનાં પ્રકાશનો

૧૯૩૭–૩૮

ગ્રંથમાળાએ દર વરસે પ્રગતિ જ કરી છે. આ વરસે નીચે લખેલાં પાંચ પુસ્તકો, નીચે જણાવેલા સમયે અચૂક પ્રગટ થશે અને તરત જ ગ્રાહકોને મોકલવામાં આવશે.

### એ પત્ની કોની?

લેખિકા : ઇંદિરા સહસ્રબુદ્ધે

[ પ્રગટ થઇ ચૂક્યું છે ]

'સ્ત્રીજીવનના પ્રશ્નો' મૂખ્યત્વે સ્નેહલગ્ન અને છૂટાછેડાના, આ પુસ્તકમાં આત્મકથાના રૂપમાં ગૂંથવામાં આવ્યા છે. એક માતા મરતા પહેલાં પોતાના જીવનની દર્દમય અને રહસ્યમય વાતો એની પુત્રીને કહેતી જાય છે, એ આશા સાથે કે અંધારા માર્ગે એની પુત્રીને ચાલવું ન પડે.

### આવતી કાલ

લેખક : રામનારાયણ ના. પાઠક

[ સપ્ટેમ્બરમાં પ્રગટ થશે ]

આ નવલકથા છે. એમાં આવતીકાલ કોની છે એ બતાવ્યું છે. પ્રથમ સામાન્ય ખેડૂત પછી ચોર અને છેવટે રાષ્ટ્રવીર થતા એક શ્રમજીવીની આમાં કથા છે. આખી કથામાં આજની અર્થવ્યવસ્થા અને રાજવ્યવસ્થાની માર્મિક ચર્ચા છે. રિદ્ધિવંતો અને સિદ્ધિવંતોથી પીસાતી પ્રજાનું માનસ આમાં ચિતરાયું છે. આ નવલકથા આ લેખકની પ્રથમ કૃતિ 'પચાસ વર્ષ પછી' ના જેવીજ ગુજરાતને નવી લાગશે

### અંતરની વ્યથા

લેખક : સોપાન

[ જુલાઇમાં પ્રગટ થશે ]

'અંતરની વાતો' જેવી જ પાંચ સૈનિકકથાઓ આ પુસ્તકમાં રજૂ થાય છે. પાંચેય કથાઓમાં વિવિધતા છે અને સૈનિકજીવનના ભિન્નભિન્ન પ્રશ્નોની ચર્ચા છે. અંતરની વાતો જેટલી જ પ્રવાહી અને રસમય શૈલીમાં આ કથાઓ આલેખાયેલી છે. આ કથાઓ વાંચતા નૂતન ગુજરાતના શિલ્પીઓના સ્વપ્નો તમને પરિચય થશે.

### વિજ્ઞાનવીરો

લેખક : મૂળશંકર મો. ભટ્ટ

[ નવેમ્બરમાં પ્રગટ થશે ]

આ પુસ્તકના નામમાં કદાચ ફેરફાર થશે. જગત કલ્યાણને અર્થે મોતની સાથે બાથભીડી મહાન શોધો કરનાર વિજ્ઞાનવીરોના જીવનપરિચયો અને એમની સાહસ કથાઓ આમાં આપી છે. જેણે પ્રજાના કલ્યાણ અર્થે પોતાનું જીવન તુચ્છ ગણ્યું છે અને પોતાને મળેલા આયુષ્યની પળે પળ ખર્ચવામાં જેણે અદ્ભૂત ત્યાગ, વીરતા અને ઉદારતા બતાવ્યાં છે, તે વીરોનાં જીવનચરિત્રો ગુજરાતને પ્રેરણા આપશે

### આત્મભાન

લેખક : સોપાન

[ જાન્યુઆરીમાં પ્રગટ થશે ]

'સંજીવની' તમે વાંચ્યું હોય તો અનંત, કાન્તા, વિનુ, સુમન, ચંદ્રા વગેરેને પિછાનતા હશો. એ પાત્રો દ્વારા જ આ નવલકથાની રચના થાય છે. આમાં ક્રાંતિની દષ્ટિએ ગ્રામસેવા ગ્રામસેવકોના જોર અને અંગત જીવનની સમસ્યાઓ, ગ્રામપ્રજાનું માનસ ઉપર ઝઝૂમી રહેલી રાષ્ટ્રવ્યાપી લડતની તૈયારી ઇત્યાદિ પ્રશ્નોને ગૂંથવામાં આવ્યા છે. 'સંજીવની'ના પાત્રોથી જ આ કથા શરૂ થઇ છતાં સ્વતંત્ર નવલકથા રહેશે.

: ગ્રાહક થવા માટે લખો :

અંજલિ ગ્રંથમાળા :: રમકડાં માર્કેટ :: અમદાવાદ

આ 'અંજલિ ગ્રંથમાળા'ના ત્રીજા વર્ષનું પહેલું પુસ્તક છે. ગ્રાહકો અને બીનગ્રાહકો લવાજમના રૂા. ત્રણ મોકલીને આ પુસ્તક તુરત મંગાવી લ્યે. અને આ નવીન સાહિત્યનો પરિચય કરે.




આ પુસ્તકમાં એક માતા મરતાં પહેલા પોતાની પુત્રીને પોતાના જીવનની સંપૂર્ણ માહિતી રજુ કરતી જાય છે. અને કહે છે કે "તારા જીવનમાં આ સમસ્યાઓ ઉભી ન થાય, તારે મારી માફક કાંટાળા માર્ગે ... તે માટે મારી આત્મકથા તને કહેતી જાઉં છું."

પુસ્તક વાંચનારને જણાશે કે આ કોઇ નવલકથા નથી, પણ પોતાની સમક્ષ ગ્યાઈ રહેલો સમાજજીવનનો કરુણ ઇતિહાસ છે એક સ્ત્રીની દર્દકથા છે. આમાં ન સમજાય કે ન મનાય એવું કશું નથી, આપણા જીવનમાં અને આપણાં ઓળખીતાંના જીવનમાં જોઇ શકીએ એવા બનાવો કલામય રીતે આલેખવામાં આવ્યા છે. આ એક નવીન ઢબે લખાએલું પુસ્તક છે.

**: અં જ લિ ગ્રં થ મા ળા :**

સાહિત્યના અનેક પ્રકારો અને પ્રદેશને લગતા લેખો વગેરે આવશે. અમે અત્યારે જ જાહેર કરી શકીએ એમ છીએ કે આ અંકમાં ગુજરાતના સમર્થમાં સમર્થ લેખકોનો સહકાર હશે.

### ફેબ્રુઆરીમાં મહાસભા અંક પ્રગટ થશે.

સૌને ખબર હશે કે આ વરસે ગુજરાતને આંગણે આપણી વિરાટ સંસ્થાનું અધિવેશન મળવાનુ છે. એ ભવ્ય પ્રસંગે અમે અમારી સુંદરમાં સુંદર ભેટ રજુ કરશું. આ અંકમાં મહાસભાના ટૂંકા ઇતિહાસ ઉપરાંત રાષ્ટ્રના સમગ્ર જીવન ઉપર આ સંસ્થાની શી અસર છે, દુનિયાની મહાનમાં મહાન સંસ્થાઓની સરખામણીમાં મહાસભાનું શું સ્થાન છે, મહાસભાની કાર્યપ્રણાલીમાં કયા ગુણો અને કયા દોષો છે ઇત્યાદી વિષયોની ચર્ચા થશે અને જો શક્ય હશે તો આ અંકને ફોટાઓથી પણ શણગારવામાં આવશે

### જુનમાં નવલિકા અંક પ્રગટ થશે.

આ અંકમા સારામાં સારી નવલિકાઓને જ સ્થાન મળી શકશે અને વાર્તાકલા અંગેનો એક અભ્યાસપૂર્ણ નિબંધ સુપ્રસિધ્ધ વિવેચકની કલમથી લખાયેલો અપાશે

### એક વિનતિ :

આ આપણી યોજના આપને સુંદર લાગે તો આપનાથી બને તે રીતે 'ઊર્મિ' ના વિકાસમાં મદદગાર થજો

● 'ઊર્મિ' દર મહિનાની છેલ્લી તારીખોમાં પ્રગટ થાય છે.

● 'ઊર્મિ' નુ વાર્ષિક લવાજમ પાંચ રૂપિયા છે.

● 'ઊર્મિ' ના જાન્યુઆરીથી કે જુલાઇથી ગ્રાહક થઇ શકાય છે. વચ્ચે થનારને પ્રગટ થએલા અંકો લેવા પડે છે

'ઊર્મિ' નું લવાજમ નીચેના સ્થળોએ ભરી શકાય છે

ઊર્મિ કાર્યાલય, ડેન્સો હૉલ, કરાચી.

ગુજરાત સાહિત્ય ભંડાર, બંદર રોડ, કરાચી

નૂતન સાહિત્ય ભંડાર, રમકડાં માર્કેટ, અમદાવાદ.

ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય, રીચી રોડ, અમદાવાદ.

સી. જમનાદાસની કું. પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઇ

સૌરાષ્ટ્ર સ્ટોર્સ, ભાવનગર

ન્યુ સ્ટોર્સ, રાજકોટ.

નોવેલ્ટી સ્ટોર્સ, ભરૂચ.

ગાંડીવ કાર્યાલય, હવાડીઆ ચકલો, સુરત.

પુસ્તકાલય સ. સ. મંડળ લિ. વડોદરા.

ખાદી ભંડાર, વડોદરા.

પ્રકાશ સ્ટોર્સ, જામનગર.

એલ કે. મેઘાણી, ૧૪, અમતુલા સ્ટ્રીટ, કલકત્તા

ઊર્મિ કાર્યાલય ડેન્સો હાલ : કરાચી

# ઊર્મિ ઑગસ્ટ મહિને

શક્તિ એટલી ભક્તિ — વિશ્વનાથ મ ભટ્ટ
સમાજવાદ કે સમાજધર્મ ? — કિશોરલાલ મશરૂવાળા
ત્રણ પગલાં (નવલિકા) — શ્રીકાંત
જીવનમાં સૌંદર્યનું સ્થાન — કાકા સાહેબ કાલેલકર
સંસ્કૃતિનાં વહેણ (પ્રવાસ વર્ણન) — મૂળશંકર મો ભટ્ટ
ડૉ. રામકૃષ્ણ ભાંડારકર (જીવનરેખા) — ઊર્મિલ
આંતરરાષ્ટ્રિય આંદોલનો (લેખ) — ભાસ્કરરાવ વિદ્વાંસ
રાષ્ટ્રિય શિક્ષણ (લેખ) — રામભાઇ પાઠક
જંતુવાદ — રમણલાલ એન્જિનીઅર
પૈસાનું નૈતિક મૂલ્ય (લેખ) — અજ્ઞાત
લોહીનું ખાતર (પ્રસંગચિત્ર) — સોપાન
કલાત્મક અંત — પ્રભુરામ ગજ્યગોર
ત્રણ નવલકથાઓ — મોહનલાલ મહેતા

આ ઉપરાંત ઇન્દુલાલ ગાંધી, સુન્દરમ્, પૂજાલાલ, મોહિનિચંદ્ર ઋતુનામ્ કુસુમાકર, કરસનદાસ માણેક અને બીજા પ્રસિદ્ધ કવિઓના કાવ્યો, કવિતાની શૈલીઓથી, અભ્યાસપૂર્ણ નોંધ, જીવનચરિત્ર, અવલોકનો અને ભાવના વગેરે આવશે



ઊર્મિ કાર્યાલય : ડેન્સો હૉલ : કરાચી

સૌને માટે

તાકાત–તાઝગીથી ભરપૂર

લિજ્જતદાર

# ઝંડુ દ્રાક્ષાસવ

— વિના વિલંબે —

વાપરવા માંડો

ખાસ સ્ત્રીઓને માટે

તન્દુરસ્તી–તાકાતથી ભરપૂર

સ્ત્રીઓની નબળાઇમાં

આબાદ અસર કરનાર

# ઝંડુ અશોકારિષ્ટ

પ્રદરાદિ રોગોનો

અકસીર ઇલાજ

દરેક ઘરમાં હોવો જોઇએ

ચાંદની જેવી શીતળ

# ઝંડુની (શિલાજીત યુક્ત) ચંદ્રપ્રભા ગુટી

પેશાબનાં તથા ધાતુંનાંદર્દોની રામબાણદવા

આજથીજ અચૂક અજમાવો

ઝંડુ ફાર્માસ્યુટિકલ વર્કસ લી. પો. બો. નં. ૫૫૧૩ મુંબઇ નં. ૧૪

સિંધના સોલ એજંટઃ ડાહ્યાલાલ બ્રધર્સ. સ્વામીનારાયણ બીલ્ડીંગ, બંદર રોડ, કરાચી.

○ આયુર્વેદિક દવાઓનું સૂચીપત્ર આજેજ મંગાવો ○



* વર્ષ છઠ્ઠું * * જુલાઇ ૧૯૩૭ * * અંક સાતમો *

# સશાસ્ત્ર વિ. સારું અને સરળ

એક વાર કુટુંબી જેવા એક મિત્રને ત્યાં જમવા ગયો હતો. ત્યાં બે જુદી જાતની જમવાની વ્યવસ્થા જોઇ. એક નોકરને મેં ગમ્મતમાં પૂછ્યું, 'આ કોને માટે?' નોકરે કહ્યું, 'આ મોટા લોકોને માટે છે.' 'અને પેલી બીજી?' નોકર જવાબ આપતાં જરા મૂંઝાયો, પણ પછી બોલ્યો, 'એ સારા લોકો માટે છે.' 'ત્યારે હું સારા લોકોમાં બેસીશ' – હું બોલ્યો. 'ના, તમારે તો અહીં બેસવાનું છે' – એણે આગ્રહ કર્યો મેં કહ્યું. "ના, મોટા લોકો કરતાં સારા લોકો ઠીક."

મોટા અને સારા લોકો વચ્ચે વિરોધ દેખાડવાનું એની કલ્પનામાં યે નહોતું. પણ અજાણ્યે જ એણે વિરોધાભાસ ઉત્પન્ન કર્યો, અને તે ગમ્મતનો વિષય થયો. મોટા લોકો સારા ન જ હોય એમ તો કોઇ કહી શકે નહિ, પણ સારા લોકો મોટા ન હોય એવું બને, અને કેટલાક મોટા લોકો સારા ન હોય એવું યે બને.

મોટા લોક અને નાના લોક, એવા પ્રકારની ભાષાથી ભેદ દેખાડવા કરતાં આ નોકરે વાપરેલી ભાષા મને વધારે સારી લાગી. અનેક બાબતોમાં સમાજમાં પ્રત્યક્ષપણે રહેલા આવા ભેદોને એકને ખરાબ બતાવ્યા વિના દેખાડી શકાય.

એવો જ એક ભેદ શુદ્ધ સાહિત્ય અને સારા સાહિત્યનો કરી શકાય. શુદ્ધ સાહિત્ય સારું ન જ હોય એમ નહિ, કેટલુંક સાહિત્ય સારું છતાં શુદ્ધ ન હોય એમ બને. અહીં, અર્થાત્, શુદ્ધ શબ્દ નૈતિક નહિ, પણ કલામય એ દૃષ્ટિએ વાપર્યો છે. એને કલામય અથવા સશાસ્ત્ર સાહિત્ય કહેવું જોઇએ, પણ શુદ્ધ શબ્દ વપરાયેલો હોવાથી, અને તે સરળ હોવાથી તે જ વાપર્યો છે.

આ ઉપરથી શબ્દોના ઉપયોગમાં યે શુદ્ધ શબ્દો અને સરળ શબ્દોનો ભેદ પાડી શકાય એમ છે. દા. ત. 'અક્ષિ', 'એંજિનિયર' વગેરે શુદ્ધ શબ્દો છે; 'આંખ', 'ઇજનેર' સરળ છે. કેટલાક શુદ્ધ અને સરળ બન્ને હોય – જેમકે 'દીનતા'. પણ એ જ અર્થનો 'કાર્પણ્ય' શબ્દ શુદ્ધ છે, પણ સરળ નથી. અને આ 'સરળ' શબ્દ પણ શુદ્ધ છે, છતાં ટેવને પરિણામે 'સહેલો' જેટલો સરળ નથી.

મહત્વનું શું? શાસ્ત્રીયતા કે સારાપણું અને સરળતા?

વર્ધા : તા. ૮ : ૭ : ૧૯૩૭

**શ્રી. કિશોરલાલ ઘ. મશરૂવાળા**

# પ્રથમ પુત્ર પર લખેલી લીટીઓ

फोटक

પ્રવામી ઊતારૂ મુજ સદન સોહાવ પગલી
ફૂણી તારી પાડી જનક જનનીના ચરણમાં
અદીઠુ આનંદી સ્મિત કરી મહોલ્લાસ શિશુ તુ
જગાવી લે વ્હાલા અમ ઉર ઉરે ગીત ગણુકા
અહીં કાવ્યોદ્યાને પથિક શિશુ તું સ્નિગ્ધ વદને
પ્રવેશ્યો, રેલાવી ત્રિઉર તટની જાન્હવી સુધા

હતુ માન્યુ ખાવે !
સીમા ઓળગ્યા છે જીવન પ્રણુયોદ્યાન તણીને-
પડયા વ્હાડી ભીડે પ્રભુ પદ સમીપે સચરતા
નીરવ વદને અર્ધ્ય આટહાદ ધરવા

ત્યહીં હર્ષાનંદે અચલ ધ્રુવ તારો અમીભર્યો
ઊગ્યો ઓજસ્વી તુ અમ અતલ વ્યોમે અનુપમો

અમે માણ્યુ આજે સફળ સુખ એ પ્રેમ વનનુ
થયુ, વિલોકન્તા વિમલ પ્રભુ શુ રશ્મિ નવ તુ !

જશુ આઘે આઘે
ઊષા ભર્ગાખારો મહીં થઇ હવે પન્થ કરશુ
અને કુંજે મુગ્ધા નયન દઇ, ગાનો જગવશુ
મહાન દોર્મિએ મહુ દિગદિગન્તો ગજવશુ

થયો સાક્ષી તુ યે અમ ઉભયના પ્રેમ જીવને
રૂડી વાટિકામા મધુર ગીત ગાવા સુભુવને
સ્વિકારી આતિથ્યો હસ રડ રમી તાત કુટિરે
અને શિશુ વ્હાલા ! હુ પણ નચવુ ગીત રણુકે
મુદ ભર અમારા નવ પથે

●

# ક્યાંથી નાચે ?

દેવજી રા. મોઢા

છાયા નાચે શશિની સરમાં વ્યોમમા અભ્ર નાચે,
કાસારોની તટ પર ઉભા ઝાડના ઝુંડ નાચે,
વાયુ સ્પર્શે વિટપ પર સોહામણા પુષ્પ નાચે,
સાથે સાથે કુસુમ કળીને ભીંસતો ભૃંગ નાચે !

ચદ્રી કેરા સ્મિત કિરણથી સિન્ધુના હાર્દ નાચે,
સિન્ધુ કેરા નીર સરકતા લોધીની નાવ નાચે,
નાવે બેઠી ધીમર તનયા કેરૂ હૈયુ ય નાચે
સાથે સાથે હ્રદયજડિયા મુગ્ધ ભાવો ય નાચે

નાચે કેવી પ્રકૃતિ સઘળી આજ થૈ એકતાન !
નાચે કેવુ યુગલ જડ ને ચેતના ભૂલી ભાન !
નાચે કેવા હુંપદ ભૂલી જૈ, ગાય શા ઐકયગાન !
શાને મારૂ ઉર અતડુ ના નાચતુ દેઇ તાલ ?

ક્યાથી નાચે ? ગળીં જીરવવા કૈંક માનાપમાન
ક્યાથી નાચે ? ઉંડુ ઉતરતુ શલ્ય શુ તિક્ષ્ણભાન
ક્યાથી નાચે ? ફરજ તણી યે સાલતી તીણી સાન
ક્યાથી નાચે ? હજી ય અધૂરા છેડતા દર્દગાન

ક્યાથી નાચે ? સહન કરવા આકરા ક્રૂર સાદ
ક્યાથી નાચે ? સ્વયમ સ્ફૂરતો રૂન્ધવો ઉરનાદ
ક્યાથી નાચે ? સતવી રહી કૈં મીઠડી તીવ્ર યાદ
ક્યાથી નાચે ? વહન કરવા કૈંક ઘેરા વિષાદ

## રહ્યું સ્મરણમાત્ર કાં ?

હરિલાલ શો. પંડ્યા

રહ્યું ઉરમહીં જ શું સ્મરણમાત્રને તાહરો
અસહ્ય પરિતાપ દાહ જગવું વૃથા ચિંતને
અશક્ય મુજ હસ્તના ? નયન બિન્દુઓ સ્ફાળવાં,
નિસાસ, કરુણા પ્રિયે ! પ્રબળ રોષ ઉદ્દીપન—
કરે શિથિલ ગાત્રને, મધુર સંહિતા સૂર શી
શમે વચનમાધુરી, ધબકતી મહા શાન્તિ ચે,
અદીઠ ઉરમંથને, વિદૂન અંગ લાવણ્યની !

રહ્યું સ્મરણમાત્ર કાં ? તપ અમોઘની સાધના
સ્હને જ વરવા ધરું ન જનમ જન્માન્તરે ?
નિદાઘ બનવું હવાં શિદ પ્રિયે ! લતાપ્રાણને
સદા વિફળ શોષવા સ્મરણ રશ્મિએ સર્વથા ?

અને ગતગુરાગની વિમલ સૃષ્ટિમાં એકલી
સહર્ષ રમજે સખિ ! ઉર અપૂર્ણતા ચાહશે—
કદીય મુજ સ્પર્શ તો સુભગ માતરિશ્વા બની
ઉ .શ મૃદુ ગુચ્છનો, સુલભ વાટિકા સ્થાનમાં !

## નિશામણિ

અજ્ઞાત

'કલાપિ' ય થયો ન હોત યદી મુગ્ધ તુજ તેજપે,
અને લખત કાવ્ય ના લઘુત્વે મને વાંચવા,
રસપ્રદ સુકલ્પના, ફિલસુફી, દયાભાવના
તણા મધુર ઘૂંટડા શકત પામી હું શું કદા ?
અને રચત આટલી લઘુ પ્રશસ્તિરૂપ પંક્તિઓ
નિશામણિ ! નિહાળીને તુજ સ્વરૂપ ચમકંત આ ?

તપેલ પૃથિવિ ચૂમે નભરસાર્દ્રના ઉંઘથી,
ચૂમી પ્રગટતી રૂડા હરિતભાવ ખંખેરવા
અલસ્ય જગનું, દઇ સુલભ ઠંડી સહુ નેનને
ત્યહાં પરણ ઝૂંડમાં શીતળ તેજ ત્હારું ઝગે
દિવા સ્વપ્ન શું દીસે જીવન ત્હારું ઠંડું વળી
ટૂંકું સુઘડ સંસ્કૃતિભર, ધરિત્રિના તારલા !
મને ય જીવવી ગમે તુજ સમી લઘુ જીંદગી
ઝગી વિમળ થોડું લુપ્ત થવું હું ચહું આગિયા !

## વગડાઉ ફૂલને

નટવરલાલ શો. ગાંધી

(મિશ્ર)

ભલે તમે આકુલ શ્વાસ લેતાં
રૂડાં છુપાઇ દલઝૂંપડીમાં;
ભલે વળી વલ્લરી છાંય ઓથે
વિદગ્ધહૈયે ય બળીઝળીને,
નિઃશેષ થઇ કાતરગહ્વરે શું
એકાંતમાં, જંગલમાં, સુદૂરે
ટીપું ટીપું આંસુ ય ઢાળવીને
સૌન્દર્યને પોષી રહ્યા અકારણે !

એ જોઇને રે ! ઘડી એમ થાતું
મને ય કે, વિશ્વમહીં કંઇક
વસ્યાં હશે માનવ દગ્ધહૈયે
રીબાઇ, પીસાઇ ઉંડા વિષાદે
આંસુ વિષે સુંદરતા પિગાળવા
વહાવતં નિર્મલ ગંધરંગને !!

# મોજાંઓનો તાંડવયોગ

શ્રી. દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર

[ કરાચી પાસે કીઆમારીથી સહેજ દૂર મનોરા કરીને એક બેટ આવેલ છે. ત્યા એક મન્નનું મંદિર છે. બેટ ઉપર મોટે ભાગે પોર્ટટ્રસ્ટના લોકો અને થોડુંક લશ્કર રહે છે. મનોરા બેટ કરાચીનું ઘરેણુ અને સમુદ્રનું રમકડું છે. એ બેટને દક્ષિણ છેડે એક મોટી કરાડ આવેલી છે, જ્યાં સમુદ્રનાં મોજાંઓ અથડાય છે. અને એથી આગળ ઠીક દૂર સુધી એક મોટી દિવાલ બાંધી મોજાંઓને પ્રતિબંધ કરેલો છે. તેથી ત્યા મોજાંઓનો અખંડ સત્યાગ્રહ જોવાને મળે છે. આ દૃશ્ય જોવા હું એકવાર ગયો હતો. હિન્દી સાહિત્ય સમેલન માટે આ વર્ષે કરાચી જતાં ફરીવાર એ દૃશ્ય જોઈ આવ્યો. મોજાંઓની અસર પેલા પત્થરાઓ ઉપર ભલે ન થાઓ પણ હૃદય ઉપર એમની અસર થયા વિના કેમ રહે? હૃદય અને સમુદ્ર બંને સ્વભાવે જ ઊર્મિલ હોય છે. ]

કોઈ પણ કુદરતી દૃશ્ય પહેલીવાર જોઈને જે અસર થાય છે તે અસર બીજીવાર જોઈને નથી થતી. પહેલીવાર બધું નવું નવું હોય છે અજ્ઞાત વસ્તુનો પરિચય કરવાનો હોય છે. ડગલે અને પગલે આશ્ચર્ય અને ચમત્કૃતિનો અનુભવ થાય છે. બીજીવાર એ જ ઠેકાણે જવાથી ત્યાં કઈ કઈ વસ્તુની અપેક્ષા કરવી તેનો ખ્યાલ માણસને હોય છે. એટલે એટલા પ્રમાણમાં ચમત્કૃતિને અવકાશ ઓછો હોય છે. પરિચિત વસ્તુ પ્રત્યે પ્રેમ બંધાઈ શકે છે પણ આશ્ચર્ય અને ચમત્કૃતિ તો અપરિચિત વસ્તુ માટે જ હોઈ શકે છે.

એવી જ કંઈક પ્રેમપૂર્ણ પણ ઔત્સુક્યરહિત વૃત્તિથી હું કરાચી પાસે આવેલા મનોરાનાં મોજાં જોવા આ વખતે ગયો. જૂના પણ જુવાન મિત્રો સાથે આ રમ્ય ઠેકાણે વિસ્રબ્ધ વાર્તાલાપ થઈ શકશે તે આશાએ ત્યાં ગએલો. મોજાંઓ તો ત્યાં છે જ. એમને જોતાં આનંદ થવાનો છે જ; એથી વિશેષ કાંઈ નહિ એમ મનને સમજાવીને ત્યાં ગયો.

ગયે ફેરે ઊછળતાં મોજાંઓનું ધવલ હાસ્ય પકડવા માટે જાતજાતના ફોટા લીધા હતા પણ એમાંથી એકે સારો આવ્યો નહોતો એટલે એ મોજાંઓ પ્રત્યે મનમાં થોડીક ચીડ હોવાં છતાં વાર્તાલાપ માટે અનુકૂળ વાતાવરણ ત્યાં મળવાનું જ છે એટલો વિશ્વાસ હતો.

પણ ત્યાં જઈને મેં શું જોયું? ગયે ફેરે જે દૃશ્ય જોયું હતું અને એનાં કાવ્યમય ચિત્રો જે ચિત્તમાં સંઘરી રાખ્યાં હતાં એમને ફિક્કા પાડી ભૂંસી નાખનારાં મોજાંઓનું એક અખંડ તાંડવ જ એક એક નજરે પડ્યુ હવે વાર્તાલાપ શાનો અને વિસ્રબ્ધ કથા શાની? મને તો ત્યાં ઉન્મત્ત કરનાર નશો જ મળી ગયો. આ ઠેકાણે એકલો હોત તો એ મોજાંઓના

અને આશ્ચર્યથી ખુ લા થએલા હોઠો પર જ્યારે જામે છે ત્યારે આપણને થાય છે કે આપણે પણ નાગરિક કે ગ્રામવાસી નથી પણ વરુણના સામુદ્રિક રાજ્યની પ્રજા છીએ.

અને મહાસાગર ઉપરથી દોડતો આવતો શુદ્ધ પવન કહે છે કે "આ દસ્યતી મહેમાનગિરી સ્વીકારવાની શક્તિ તમારા પામર હૈયામા ક્યાથી હોય ! ચાલો હુ તમને દૂર દૂરથી આણેલા ઓઝોનની (પ્રણવાયુની) દીક્ષા આપુ, ભાથુ આપુ ઓઝોન જ્યારે હૈયામા ભરાશે ત્યારે તમારા દેહમા પવિત્ર થશે પ્રણુશ્વર્ય થશે અને પછી જ આ તેનુ વાતાવરણ અને ઉદ્દાવરણ તમે ખમી શકશો અને ખરેખર નાનાસુના શ્વાસોચ્છ્વાસથી દરેકના મોઢા ઉપર ઉલાની રતાશ આવી હતી અમે આઠ જણા આઠે બાજુ જોઇ જોઇને ધરાતા નહોતા

એ જ ઠેકાણે અમારા પહેલ ગેક મિથીભાઇ એક મોટા પત્થર ઉપર બેસી ચૂસવાન એ આ મા દસ્તા કા નમા તન્મોલ નડાનો હતો ન બોને ન ચાને ન હમે ન ગાન ત નીન થઇ એ મહેજમાજ ડોનતા નો અમ વાતો કરતા હતા હ સના ઉદ્દગારો દોડતા તા પણ પહેલા ભાઇને એનુ શુ ! એને માણસનો મોજ માણવી નહોતી પણ મોજાની મસ્તી અપનાવી હતી પી જવી હતી એક પગ ઉપર બીજા પગની પલાઠી વાળીને તેના ઉપર હાથની કોણી ટેકવીને વાકી ડોકે એ અમુર્તધ્યાન કરતો હતો એના એ ઢંગ વાગર્તા મેથામા સીક મિન્ટ્રની મુકનામાતા ચળકતી હતી જાણે શંગ્યૃદેવે પોતાનો વર હસ્ત એને માથે રાખ્યો હોય !

અમે સ્થાન ફેરવી ફેરવીને અનેક દૃષ્ટિકોણથી એ દશ્ય જોયુ એટને મોજાઓના મનમા અમારા પ્રત્યે મહદ્ભાવ જાગ્યો તેઓ કહે "આવો આવો આમ દૂરથી શુ નિહાળો છો ? તમે કાઇ પરાયા નથી પાસે આવો મોજ માણો હસો અને દૂરે આ ક્ષણુ અને અનન્ત કાળ વચ્ચે કશો ફરક નથી ચાલો આવો મોજાઓનો વિવેક જુઓ હોય છે તેઓ આમ ખ

આપતી વખતે હાથ આગતા નથી પણ પગ પખાળે છે અમે વિવેકસર એ સાગતનો સ્વીકાર કરી કહ્યુ 'ખરે ખર આવહાન મન થાય છે પણ હમણા નહિ હજી અમારુ કામ પૂરુ થયુ નથી ઘણુ બાકી છે કેટલા સકલ્પો પાર પાડવાના રહ્યા છે જે ભારતમાતાના ચરણોનુ અખડ પ્રક્ષાલન તમે કરો છો તે ભારતમાતા હજી સ્વતન્ત્ર થઇ નથી માણસ માણસ વચ્ચેનો વિગ્રહ હજી શમ્યો નથી ગરીબ અને દમાયેલી જનતા સાથે એકતા જ્યા સુધી પૂરેપૂરી અનુભવી નથી ત્યા સુધી તમારી સાથેની એકતા માણવાનો અધિકાર અમને ક્યાથી આવે ! તમે મુક્ત છો અખડ કર્મયોગી છો, સતત કાર્ય કરતા છતા કર્તવ્ય જેવુ તમને કશુ રહ્યુ નથી અમે તો કર્તવ્યનો રગનો દૃષ્ટિ આગળ જોતા છતા આળસમા પડતા છીએ અમને તમારી હારમા જઇ નાચવાનો અધિકાર નથી તમે અમને પ્રેરણા આપો, અમારા હૈયામા તમારી મસ્તી ભરી દો, તમારો વેદાન્ત અમારા ચિત્તમા વાવી દો પછી અમારુ કાર્ય પૂરુ કરતા, ભારતને આઝાદ કરતા વાર લાગવાની નથી અને એ એક મકપ બર આવ્યો એટલે કશા વિશાદ વગર તમારી પાસે દોડી આવીશ તમારી સાથે અદ્વૈત માણીશુ અને તેમ કરતા આ હાડકાં ચામડી અને માસ વાધા ઉડાને તો જેમ અગવડ કરતા કપડા કાઢી નખાય તેમ આ શરીરના ચૂરેચૂરા કરી નાખીશુ અને એ લોચાના નવા નવા આકાર થતા જોઇ હસવા માડીશુ'

'વારુ, તમારે ફાવે ત્યારે આવજો તમો આવો કે ન આવો અમારુ આ તાડવનૃત્ય ચાલવાનુ જ જીવનનો રાસ દૂર કરી ગોપીઓ આમા ભળી છે મસારના ચમત્કારમાથી મુક્ત થએલા તમામ માધુમતો, ફકીરો ઓલિયાઓ આમા ભળ્યા છે વિજ્ઞાનવીરો અને મત્સ્યના ઉલામકો આમા ભળીને શાત થયા છે અને તેથી જ અમારો આ મધ અખડ અશાન્તિ મચાવવા છતા શાતિનુ આગમ ગીત મનાતી શકે છે મળાય છે એ મગીત ? "

## "આશા નિરાશા"

ઋતૂનાં કુસુમાકર:

: સ્રગ્ધરા :

ત્યારે આશા નિરાશા મુજ જીવનમાં હીંચવું એ હિન્ડોળે?
આશા ત્હારી હથેલી કુંળી શીળી શિરશું, જમ્પીએ માતૃખોળે,
પ્રત્યક્ષ પ્રાણમાં તું અમીઝરણી શકે દેવદૂતી, સુહાગી,
શાતા તું નિર્ઝરે છે કિરણ કિરણ શું અંતરે જ્યોતિ જાગી.
ડાળા આ ધ્રૂજાવે જીવન રજની નૈ–રાશ્યની કાલિમા જ્યાં,
સંજોગો સૌ અટાણે પ્રતિકૂળ બનતા, સ્વપ્નની લાલિમા ક્યાં?
આદર્શોની શું નૌકા ડુબું ડુબું થતી આ, સંશયે ક્યાં સમાશે?
ઘેરી લ્યે છે નિરાશા તિમિર જવનિકા, નેત્રની જ્યોતિ શ્રામે.
ઊંડા કોઇ ધ્વનિ શું તિમિર ઉદરથી થાય ને ચિત્ત ડોળે,
આદર્શો શા નકામા મૃગજળની પુઠે કાં ધસી શાન્તિ ખોળે?
હૈયું જાણે છુંદાતુ, ખલુ અકથિતકો વેદના ક્રૂર ભારે,
ત્યારે ચૈતન્યધારા સમી હૃદય મંહી દેવી આશા પધારે.
ના છે સત્વહીણીકે જરૂર વગરની ચીજ આ જીન્દગાની,
એ છે દુર્જેય શક્તિ પ્રમુદિત ઉજળી, શું પછી લાભ હાની?
એવો તુ શાન્તિદાઇ હૃદય ઝબુકતો દીવડો પેટવે છે,
આશાદેવી! અમોલી અભિનવહૃદયે ચેતના ચેનવે છે

●

## પરિભ્રમણ

ભાસ્કર દવે

માયાવી જાળ ગૂંથીને નાસવા ઇશ શેં ગમે?
ઉષા સંધ્યા અને ચંદ્રી સૂર્ય ને મધરાતનાં,
નિરાશા આશના દુઃખો, માનને અપમાનના
તેજ અંધાર ચકાવે આથડે જન કયાં સુધી?

જન્મને મોતના ભૂતો ખેલતા મનુ બાળથી
સજાવી બાણ યૌવનના વૃદ્ધના વળી સાજ સૌ.
લિંટાળી વેષ મર્કટને નાચતા શું બજાણીયા
દેખવા ખેલ આ તારો શેં ગમે ઇશ ના તને?

ખૂટતા દીપ શ્રદ્ધાના, ધર્મ સંયમના વળી.
ભૂલતો માનવી આજે થાકીને ઇશ ઓ, તને.
અહમ્ ને સ્વાર્થની આંધી, બુદ્ધિના તિમિરાબ્ધમાં
શોધવા શેં વિલો તારા હાસ્યના ચમકાર ત્યાં?

તૂટતા દેહના તાણા, નૂર આતમના ખૂટે,
છતાં યે અન્નપૂર્ણાના રૂસણા જન શેં ખમે?
ભમે પૃથ્વી અને તારા, ચંદ્ર ને ગ્રહ સૌ ભમે,
ભમે સૌ માનવી ત્યારે તાત, કાં ભમવા ગમે?

# અંતરના ઓળા

શ્રી કાંત

'એ હું માની શકું જ નહિ ' અનિરૂધ્ધે મક્કમતાથી પોતાનો અભિપ્રાય ઉચ્ચાર્યો.

' નહિ, આપણે એના વચન ઉપર વિશ્વાસ મૂકવો જોઇએ. એ ડરપોક નથી. એવું હોય તો એ સાફ સાફ કહી દે એવો છે.' બટુકે નીરૂનો બચાવ કર્યો.

' મને એના ઉપર તારા જેટલો વિશ્વાસ નથી, પરંતુ એટલો વિશ્વાસ હોય તોયે હું એમ કહું કે એને પોતાને પોતાની ચિત્તવૃત્તિઓનું ભાન નથી. એમનાં વચ્ચેની મૈત્રીનાં લક્ષણો જ બતાવી આપે છે કે એ એકબીજા પ્રત્યે ખેંચાતા જાય છે—અને જેમ પ્રેમીઓ ખેંચાય એમ જ ખેંચાતા જાય છે, ભલે એને એ લોકો શુધ્ધ મૈત્રીનું સ્વરૂપ આપે. એ શુધ્ધ મૈત્રી હોય જ નહિ, હોઇ શકે જ નહિ. ' અનિરૂધ્ધ એક શ્વાસે બોલી ગયો.

' પણ તું એવાં ક્યાં લક્ષણો એમાં જોઈ ગયો ? તેં કોઇ દિવસ નીરૂ અને ભદ્રાને અમર્યાદ રીતે બેસતાં, ઉઠતાં કે ફરતાં જોયાં ? '

' એમ જોયાં હોય તો તો એમને પોતાને પણ કબૂલ ન કરાવી આપું ? '

' તો પછી ? '

' એકબીજાને મળવાની આટલી બધી વ્યાકુળતા, એકમેકનાં કાગળ માટે આટલી ઉત્સુકતા અને તિવ્રતા. એ બધું શું બતાવે છે ? '

' એટલા ઉપરથી આવો આરોપ ન મૂકી શકાય એક વાત મારાથી સમજાતી જ નથી કે જો તું કહે છે એમ એ બંનેની મૈત્રી લગ્નમાં પરિણમે એવી હોય તો એ લોકો છુપાવે શા માટે ? આપણે સામે ચાલી પૂછીએ છતાં ન કહેવાનો શો અર્થ ? '

' એનાં ઘણાં કારણો હોઇ શકે. '

' તું એકે ય બતાવી શકીશ ? '

' જોઇએ તેટલાં. જો, એક તો આજસુધી એમ કહ્યા કર્યું છે કે અમારી વચ્ચે આવા સંબંધની શક્યતા જ નથી. બીજું કંઇ આંતરિક મુશ્કેલી પણ હોય... '

## "આશા નિરાશા"

ऋतूनां कुसुमाकर.

: સ્રગ્ધરા :

ત્યારે આશા નિરાશા મુજ જીવનમાં હીંચવું એ હિન્ડોળે ?
આશા ત્હારી હથેલી કુંણી શીળી શિરશું, જમ્પીએ માતૃખોળે,

પ્રત્યક્ષ પ્રાણમાં તું અમીઝરણી શકે દેવદૂતી, સુહાગી,
શાતા તું નિર્ઝરે છે કિરણ કિરણ શું અંતરે જ્યોતિ જાગી.

ડોળા આ ઘૂરકાવે જીવન રજની નૈ-રાશ્યની કાલિમા જ્યાં,
સંજોગો સૌ અટાણે પ્રતિકૂળ બનતા, સ્વપ્નની લાલિમા ક્યાં ?

આદર્શોની શું નૌકા ડુબું ડુબું થતી આ, સંશયે ક્યાં સમાશે ?
ઘેરી ત્યે છે નિરાશા તિમિર જવનિકા, નેત્રની જ્યોતિ ગ્રાસે.

ઊંડો કોઇ ધ્વનિ શુ તિમિર ઉદરથી થાય ને ચિત્ત ડોળે,
આદર્શો શા નકામા મૃગજળની પુઠે કા ધસી શાન્તિ ખોળે ?

હૈયું જાણે છુંદાતુ, ખલુ અકથિતકો વેદના ક્રુર ભારે,
ત્યારે ચૈતન્યધારા સમી હૃદય મંહી દેવી આશા પધારે.

ના છે સત્વહીણીકે જરૂર વગરની ચીજ આ જીન્દગાની,
એ છે દુર્જેય શકિત પ્રમુદિત ઉજળી, શું પછી લાભ હાની ?

એવો તુ શાન્તિદાઇ હૃદય અમુકતો દીવડો પેટવે છે,
આશાદેવી ! અમોલી અભિનવહૃદયે ચેતના ચેતવે છે

●

## પરિભ્રમણ

ભાસ્કર દવે

માયાવી જાળ ગૂંથીને નાસવા ઇશ શેં ગમે ?
ઉષા સંધ્યા અને ચંદ્રી સૂર્ય ને મધરાતનાં,
નિરાશા આશના દુઃખો, માનને અપમાનના
તેજ અંધાર ચકાવે આથડે જન કયા સુધી ?

જન્મને મોતના ભૂતો ખેલતા મનુ બાળથી
સજાવી બાણુ યૌવનના વૃદ્ધના વળી સાજ સૌ.
વિંટાળી વેષ મર્કટને નાચતા શું બજાણીયા
દેખવા ખેલ આ તારો શેં ગમે ઇશ ના તને ?

બૂઝતા દીપ શ્રદ્ધાના, ધર્મ સંયમના વળી.
ભૂલતો માનવી આજે થાકીને ઇશ ઓ, તને.
અહમ્ ને સ્વાર્થની આંધી, બુદ્ધિના તિમિરાભ્રમાં
શોધવા શેં વિલો તાગ હાસ્યના ચમકાર ત્યાં ?

તૂટતા દેહના તાણા, નૂર આતમના ખૂટે,
છતા યે અન્નપૂર્ણાના રૂસણાં જન શેં ખમે ?
ભમે પૃથ્વી અને તારા, ચંદ્ર ને ગ્રહ સૌ ભમે.
ભમે સૌ માનવી ત્યારે તાત, કાં ભમવા ગમે ?

'મને પણ ક્યારેક એમ લાગે છે.'

'ક્યારેક નહિ, હવે તો હું દરેક નાના મોટા પ્રસગે જોઇ રહ્યો છું. અને નીરુ માટે તો કોણ જાણે એના મનમાં શું ભરાઇ ગયું છે !

'આશ્ચર્યની વાત તો એ છે કે અનિરુદ્ધ પોતે જ એમ કહેતો કે 'પુરુષજીવનમાં સ્ત્રીતત્ત્વની આવશ્યકતા તો છે જ, પણ એ માટે લગ્ન કરવાની જરૂર નથી. નીરુ અને ભદ્રાની પેઠે મૈત્રીથી એ ઉણપ પૂરી શકાય' આજે હવે એ એવી મૈત્રીને દંભ માને છે.'

'પણ કાન્તિ ! આમ થવાનું તને કારણ શું લાગે છે ?

'કંઇ ખબર નથી પડતી, પણ બહુ અભ્યાસી થઇ ગયો છે એ કારણ તો ન હોય ! હમણાં માનસશાસ્ત્રનાં પુસ્તકો બહુ વાંચે છે.'

'હા, એમાંથી આ બધું શોધી કાઢ્યું હોય !'

'પણ એણે અંતે તો નીરૂના શબ્દને આ બાબતમાં પ્રમાણ તરીકે સ્વીકારી લેવો જોઇએ.'

'એ શી રીતે બની શકે ? જ્યાં નીરૂમાં હવે એને દંભ દેખાતો હોય !'

'ગઈ કાલે એને મોએગ્યો એક બીજી વાત પણ મેં સાંભળી.'

'શી ?'

'એ હવે માને છે કે માણસમાં જુવાની અને સમજણ આવે ત્યારે એણે પરણી લેવું જોઇએ, બ્રહ્મચર્યની વાતો કરવી એ એક પ્રકારની ઘેલછા છે.'

'આવું એને ક્યારથી લાગવા માંડ્યું.'

'એ કહે છે કે છેલ્લા એક વર્ષ થયાં આ વિચારો એના મનમાં ઘોળાય છે.'

'તો એ કેમ નથી પરણી જતો ?'

'એ તો મેં ન પૂછ્યું. મને પૂછવું ઠીક ન લાગ્યું.'

'તેં પૂછી લીધું હોત તો તું વધુ જાણી શકત. કદાચ એના વિચારપલટાનું કારણ પણ સમજાત.'

'મને એવી અંગત વાતોમાં ઉતરવાનો રસ નથી. હું માનું છું કે ગમે તેવી ગાઢ મૈત્રી હોય તોયે અમુક મર્યાદા તો પાળવી જોઇએ.

'તારી વાત સાચી છે, મેં જોયું કે આ પ્રકારની મર્યાદાના ઉલ્લંઘનથી આપણામાં ધીમે ધીમે એક પ્રકારની રસવૃત્તિ જાગે છે અને સામા પક્ષે આછો પાતળો દંભ ઉભો થાય છે.'

'એટલે જ મેં અનિરુદ્ધને ન પૂછ્યું. વાત કરતી વખતે મારા મનમાં હતું કે એ પોતે જ મને કહેશે પણ એ ન બોલ્યો એટલે મેં વાત ફેરવી નાખી.'

'બીજી ખાસ વાતો થઈ ?'

'કંઇક સંતતિનિયમન અંગેની.'

'એમાં એ શું માને છે ?

'એ કહે છે કે સંતતિનિયમનની તરફેણમાં હું ઢળતો જાઉં છું, મારી બુદ્ધિએ તો એનો સ્વીકાર કરી લીધો છે, હૃદય જરા પાછું પડે છે પણ એનું કારણ તો આટલા વર્ષોના સંસ્કાર અને રૂઢ માન્યતા છે.'

'આ સમાચાર વધુ ચોંકાવનારા છે કાન્તિ ! અનિરુદ્ધના હૃદયની ભૂમિકા જ હવે બદલાતી હોય એમ મને લાગે છે.'

'એમાં શો વાંધો ? આપણા ઘણા મિત્રો આવા વિચારો ધરાવે છે.'

'પણ અનિરુદ્ધની વાત જુદી છે. એ ગઈ કાલ સુધી આ બધી વસ્તુનો વિરોધ કરતો અને અને આપણી સંસ્કૃતિના વખાણ કરતો.'

'હવે એના વિચારો બદલાયા હશે. આ બુદ્ધિયુગમાં એવી આશા તો કેમ જ રાખી શકાય કે માણસ એકના એક વિચારોમા જીવ્યા કરે !'

'હું' બટુક જરા ગંભીર બન્યો. 'મારે હવે એજ જાણવું છે કે એના વિચારપલટાનું કારણ શું.'

'કારણ શું હોય ? વધુ વાંચતાં, વિચારતાં ને સમાજનું અવલોકન કરતાં આ સાચું લાગ્યું હશે.'

'એમ ન હોય,' ઊંડા વિચારમંથનમાંથી બોલતો હોય એમ બટુક બોલ્યો.

'ત્યારે તું શું કારણ ધારે છે ?'

'બીજું ગમે તે કારણ હોય. તું કહે છે એ કારણ તો ન જ હોય. અનિરુદ્ધે બહુ વખત પહેલાનું એ બધું વાંચી લીધું છે ને જોઇ લીધું છે...હા પણ એ કહે છે કે ત્રણ વર્ષ પહેલાં એ બાળક હતો બાળક જ તો !'

બટુક વિચારમાં પડ્યો હોય એમ જરા અટક્યો 'હં, કાન્તિ, ગમે તેમ હોય અનિરુદ્ધના વિચાર પલટાને મારે સમજવો છે.'

'એક ઉપાય છે.'

'શો ?'

'તું એને સીધા પ્રશ્નો પૂછી જો.'

'એ મરખા જવાબ નહિ આપે.'

'આપશે.'

'હવે ન જ આપે.'

'તો યે તું કંઇક જાણી શકીશ.'

બટુકને કાન્તિની વાત ઠીક લાગી.

× × ×

'જોયું ?' અનિરુદ્ધ બોલ્યો. 'બટુક ! હું નહોતો કહેતો કે આ મૈત્રી નથી. ભાઇબહેનનો સબંધ નથી. આ તો પ્રેમીઓના ઝૂરતા હૃદયો છે. નહિ તો ભલાની એ નાનકડી ચિઠ્ઠીના આટલા ઝીણા ઝીણા ટુકડા કરી નાખવાની શી જરૂર ? કોઇ બે અક્ષરો વાંચી જશે એ ભય જ ને ? જ્યાં ભય હોય ત્યાં ગુપ્તતા હોય અને ગુપ્તતા હોય ત્યાં પાપ હોય જ.'

'પણ એમાં પાપ શાનું !'

'પાપ જ, બીજું શું ? પાપ એટલે મનની અસત્યતા, મિત્રો અને સમાજ પ્રત્યેની અમુક બેવફાઇ.'

'તું ગજબ કરે છે અનિરુદ્ધ ! તારાથી એમનો પ્રેમ નથી સખાતો કે શું ?'

'શું !' અનિરુદ્ધની આંખો પહોળી થઇ. 'તું મને ઓળખતો નથી બટુક ! હું તો ધીમેધીમે 'મુક્ત વિહાર'માં માનતો થતો જાઉં છું. હું ઇચ્છું છું કે નીરૂ ને ભદ્રા જે કરે તે ખુબ ખુશીથી કરે.'

'કેવી વિચિત્ર વાત કરે છે ?'

'તને બધું વિચિત્ર જ લાગશે. નીરૂમાં તું ઇશ્વરના દર્શન કરી ગયો છે. હું તો હવે ખાત્રીપૂર્વક માનું છું કે આટલા ગાઢ સબંધ પછી માણસ અલિપ્ત રહી શકે જ નહિ, અને જ્યાં એકના મળવાની ઇચ્છા થઇ કે છાના કાગળ ન મળવાની ઇચ્છા થઇ ત્યાં પ્રેમનું આકર્ષણ આવી જ ગયું છે એમ માની લે.'

બટુકે શાન્તિથી સાંભળી લીધું. એ વિચારમાં હતો.

અને તેનું માન કે ન માન પણ જગત અને નાગા ... પણ હું એમ જ માનું છું. જગતના

તબિયત ખરાબ થવાનું બીજું એકે ય કારણ નથી. અને શારદા શા માટે હજી અપરણિત રહે ? એના જીવનમાં એવો કયો આદર્શ છે કે લગ્નજીવન તરફ ન પ્રેરાય ?'

'તને હમણાં હમણાં આવું જ કેમ સૂઝે છે ?'

'હું પણ જુવાન છું બટુક ! હું હવે સમજી શકું છું કે જુવાન સ્ત્રીપુરુષોના હૃદયો કેમ કામ કરી રહ્યા હોય છે. તું ચોંકી ઉઠે એવા ચમત્કારીક દાખલાઓ હું તને આપી શકું એમ છું. તું નાનપણમાં પરણી ગયો છે એટલે આ બધું તું નહિ સમજી શકે.'

'એક વાત પુછું અનિરુદ્ધ ?' બટુક ગંભીર સ્વરે બોલ્યો. અનિરુદ્ધ જરા ચમકી ગયો પણ એક પળમાં જ સ્વસ્થ થઇને એણે કહ્યું 'જરૂર.'

'લગ્ન વિષે તારા મનની શી સ્થિતિ છે ?'

'મારી ? હા .. લગ્ન કરીશ.'

'તું તો અપરણિત રહેવાનો હતો ને ?'

'હા પણ ત્યારે હું મને ઓળખતો નહોતો.'

'ક્યારથી તેં તને ઓળખ્યો ?' બટુકથી આ સવાલ પૂછતા ત્રાંસી આંખે જોવાઇ ગયું. અનિરુદ્ધે બીજો જ હશે જવાબ ન આપ્યો એટલે એનાથી પૂછી જવાયું 'કમળાની મૈત્રી પછી ?'

'શું ?' અનિરુદ્ધ ચમક્યો. 'અમારી મૈત્રી હા મૈત્રી મૈત્રી જ છે.'

'એથી હું ક્યાં ના પાડું છું ? પણ એ પછી તારા વિચારો બદલાયા ?'

'નહિ. એ પછી મને વિચારવામાં મદદ મળી પણ મારા વિચારો તો સ્વતંત્ર છે. અભ્યાસ, ચિંતન અને અવલોકનના પરીણામે ઘડાએલા છે.'

'હમણાં કમળાબેન ક્યાં છે ?' બટુકે ધીરેથી પૂછ્યું.

'વડોદરા.'

'ત્યાં કેમ ?'

'અભ્યાસ કરે છે.'

'પછી એ શું કરવાના છે ?'

'કંઇ ચોક્કસ નથી લાગતું.'

'અરે અનિરુદ્ધ !' કંઇક યાદ આવતું હોય એમ બટુક બોલ્યો. 'આજ સાંજે મનુની સભા છે એ તને ખબર છે ?'

[ અનુસંધાન પાનું ૪૫૪

# આંતરરાષ્ટ્રીય આંદોલનો

શ્રી. ભાસ્કરરાવ વિદ્વાંસ

## સ્પેનની આંતરજ્વાલા :

સ્પેનના વિગ્રહને લગભગ એક વરસ પૂરું થવા આવ્યું પણ તેની દુર્દશા હજી ચાલુ જ છે. બીજાં રાજ્યો આ લડાઈમાં ઉતર્યાં હોવાથી એનો અંત જલદી આવે એમ લાગતું નથી. આજે લગભગ પોણા ભાગ કરતાં પણ વધારે મુલક બળવાખોરોએ કબજે કર્યો છે, છતાં પણ સ્પેનની સરકાર ટકી રહી છે કારણકે આખો લોકપક્ષ તેના પક્ષમાં છે, ઉપરાંત કાચો માલ ઉત્પન્ન કરનારો કેટલોક મુલક તથા કારખાનાંઓનો કેટલોક મુલક હજી તેના કબજામાં છે. બળવાખોરો તરફ જર્મન-ઇટાલિની એટલી બધી મદદ છે કે તેને મદદનું નામ આપવા કરતાં તેમણે સ્પેન ઉપર ચડાઈ કરી છે એમ કહેવામાં આવે તો જરાયે અતિશયોક્તિ નથી. છતાં પણ સરકારપક્ષ ટકી ગયો છે અને રાજધાની માડ્રિડ પડ્યું નથી. ઉલટું એ બાજુ તો ગુમાવેલી જગાઓ પણ સરકારપક્ષ પાછી મેળવતો જાય છે. સમસ્ત લોકસમૂહ કેટલું કરી શકે છે એનો આ સબળ પુરાવો છે.

જે જૂદા જૂદાં પક્ષોને જૂદાં જૂદાં રાષ્ટ્રો મદદ આપ્યા કરે છે એને લીધે આમાંથી મહાન વિગ્રહ ફાટી નીકળવાની દહેશત શરૂઆતથી જ લાગવા માંડી હતી. યુરોપમાં ચારે બાજુ દારૂગોળો ઠાંસીને ભરવામાં આવ્યો છે, અને હજી ભરાતો જાય છે. તેમાં એક તણખો જ ભડકો ઉડાડી દેવા બસ છે. છેવટે મહાયુદ્ધે આવા યુદ્ધની ભયંકરતા પૂરી પૂરવાર કરી અને તેથી ભવિષ્યમાં યુદ્ધો થાય નહિ માટે રાષ્ટ્રસંઘની સ્થાપના થઈ. પણ મંચુરીઆ અને આબિસિનિઆના બનાવોએ રાષ્ટ્રસંઘની નિર્બળતા પુરવાર કરી છે. ઉઘાડાં કે પ્રચ્છન્ન આક્રમણોને અટકાવવાની રાષ્ટ્રસંઘની તાકાત રહી નથી. આથી યુરોપની શાંતિ સ્પેનના બનાવ વખતે વધારે ભયમાં આવી પડી. તેમાં પણ ગ્રેટબ્રિટન અને ફ્રાંસનાં હિતો ઘણા પ્રમાણમાં જોખમમાં હોવાથી તેમને ચિંતાનું કારણ વધારે હતું.

આથી સ્પેનનો આંતરવિગ્રહ સ્પેનમાં જ મર્યાદિત રહે તેના તણખા બહાર ઉડે નહિ એવી યોજનાની આવશ્યકતા ઉભી થઈ અને બીનદરમ્યાનગિરિ સમિતિ સ્થાપવામાં આવી. તેમાં ગ્રેટબ્રિટન, ફ્રાંસ, રશિયા, જર્મની, ઇટાલિ અને પોર્ટુગાલ મુખ્ય રાજ્યો હતાં. અને આ જ

શસ્ત્રો કોઇ ને કોઇ સ્વરૂપે મદદ કરી રહ્યાં હતાં તેમાં પણ જર્મન, ઇટાલિની મદદ તો બહુ જ ઉઘાડી હતી એમ કહી શકાય. આ પ્રમાણે કોઇ પણ પ્રકારની દરમ્યાનગીરી ન કરવાના પ્રયત્નનો ઉદ્ભવ તો ઘણો વહેલો થયો હતો, પણ બળવાખોરોને મદદ કરનારા જર્મની તથા ઇટાલિના જવાબોમાં ઢીલ થઇ, અને એના બંધારણ તથા કાર્ય પરત્વે પણ એટલી બધી વાટાઘાટો ચાલ્યા કરી કે આખરે ગ્રેટબ્રિટનને પોતે તો દરમ્યાનગીરી ન કરવાનો નિશ્ચય જાન્યુઆરીની ૧૦મીએ કર્યો. અને એ જ અઠવાડિયામાં ફ્રાંસે પણ કર્યો. આથી ન્યાયથી પ્રસ્થાપિત થએલ સરકારને મદદ મળતી બંધ થઇ, પણ બંડખોરોને મળતી મદદનો પ્રવાહ ચાલુ જ રહ્યો. આખરે જર્મની, ઇટાલિ તથા પોર્ટુગાલ મનાયાં અને ફેબ્રુઆરીની ૨૦મી એ દરમ્યાનગીરી ન કરવાના કરારો કરવામાં આવ્યા

પણ જર્મની-ઇટાલિને આ કરારો પાલન કરવા જ નહોતા. તેઓ ફ્રાંસ અને ગ્રેટબ્રિટનને ઉપર ઉપરથી સારૂં લગાડવા જ માગતા હતા, અંદર ખાનેથી તો શસ્ત્રસારંજામ, હવાઇ વિમાનો, સ્વયંસેવકો વગેરે દરેક જાતની મદદ મલ્યા જ કરતી હતી. આવી મદદોના દાખલાઓ મળવા લાગ્યા. તે સંબંધે તે તે રાષ્ટ્રોનું ધ્યાન ખેંચવામાં આવ્યું છતાં પણ આ મદદો મળ્યા જ કરી. તે તે રાષ્ટ્રોએ એમાં કશું ધ્યાન આપ્યુ નહિ. પરિણામે માત્ર દરમ્યાનગિરી ન કરવાનુ વચન અધૂરૂં છે. એમ માનીને સ્પેનની આસપાસ ચોકી રાખવાનું ઠરાવવામાં આવ્યુ.

## ચોકીદારો! :

આ ચોકીમાં જર્મની, ઇટાલી, ગ્રેટબ્રિટન, ફ્રાંસ, પોર્ટુગાલ અને રશિયાને નીમવામાં આવ્યા. અને જૂદી જૂદી જગાએ ધ્યાન રાખવાનું સોંપવામાં આવ્યું. આ મુદ્દા ઉપર પણ ઘણી વાટાઘાટો ચાલતાં ચાલતાં બંડખોરોને પુષ્કળ મદદ પહોંચાડ્યા પછી આખરે એપ્રિલની ૨૦ મીથી આ ચોકીની વ્યવસ્થા શરૂ થઇ.

પણ જેને દરમ્યાનગીરી કરવી જ હતી તેને રોકવા કોણ સમર્થ હતું! આમાં તો ચોરને જ તિજોરીની ચાવી સોંપાયા જેવું થયું હતું. કારણ કે આ ચોકી સબંધેના જે કરારો અને નિયમો કરવામાં આવ્યા તે એવા અધૂરા હતા કે હરકોઇ જેને કરવી જ હોય તે ખુશીથી કરી શકે.

જેમ કે સ્પેનનાં વહાણોને અટકાવવાનો નિર્ણય થયો નથી. આનું પરિણામ એ આવેલું છે કે ઇટાલિના વહાણો સ્પેનના કિનારા પાસે પહોંચે છે એટલે ઇટાલિનો વાવટો ઉતારી નાખીને સ્પેનનો ચડાવે. આમ ચોકીદારોની આંખમાં ધૂળ નાખીને દારૂગોળા તથા બધી જ સામગ્રી બંડખોરોને મળવા લાગી.

બીજી બાબત હવાઇ વિમાનો સંબંધેની. હવાઇ વિમાનો રોકવા સંબંધે કશો નિર્ણય નથી. એટલે હવાઇ વિમાનો દ્વારા જર્મનીની મદદ ખુશીથી ચાલી આવે છે અને ફ્રાંસની હદ ઉપર થઇને જ આવે છે. આવાં અનેક જર્મન વિમાનો પકડવામાં આવ્યા છે, છતાં તેની સામે કડક પગલાં લેવાતાં નથી.

બિનદરમ્યાનગિરિ કમિટિમાં જે ન હોય તેમનાં વહાણો અટકાવવાનો કશો નિર્ણય કરવામાં આવ્યો નથી. અને એકવાર આવો કરારોનો ભંગ થયો છે એવી ચોકીદારોને ખબર પડયા પછીની વિધિ પણ એવી સ્પષ્ટ અને કડક નથી કે પગલાં તાત્કાલિક અને અસરકારક બને. અમુક પ્રદેશમાં એક જ રાષ્ટ્રના વહાણો ફરતાં રાખ્યાં છે અને તે વહાણો ઉપર બીજા કોઇ રાષ્ટ્રના એક પણ માણસને રાખવામાં આવતો નથી આથી ખરેખર આ ચોકીદારો જ દરમ્યાનગીરી કરે છે કે નથી કરતા, તેની ખાત્રી કરવાનાં સાધનો પણ અધૂરા રહે છે. આવા પ્રકારની મિશ્ર ચોકી રાખવાની યોજના વિચારવામાં આવી હતી પણ તેનો સ્વીકાર કરવામાં આવ્યો નથી.

## પોકળ વાતો :

આવી અનેક ત્રુટિઓ આ બિનદરમ્યાનગીરીની યોજનામાં છે. આને લીધે સરકાર પક્ષને બિલકુલ મદદ મળતી નથી. સરકાર રાષ્ટ્રસંઘે સ્વીકારેલ સત્તા છે.

